સુધરેલી રીત મુજબ
વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવીઝન કમીટીએ
તૈયાર કરેલી.

# બીજી ચોપડીના અર્થ.

જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ; પાઠનો સાર; ભૂગોળ; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર; ડમ્બેલ્સની ડ્રિલ; વગેરે.


રચનાર—મેસર્સ. સી. ડી શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.





છાપનાર- ગોવિંદજી ઝીણાભાઈ નાયક
છાપવાનું ઠેકાણું—"અનાવિલ બન્ધુ" પ્રેસ
ભાગળ, ભાજીવાલાની પોળ

સંવત ૧૯૮૧.| કિંમત ૦-૬-

# બીજી ચોપડીના અર્થ.

પાઠ ૧.

મેજ=ટેબલ
સુથાર=લાકડાનું કામ કરનાર
કડીઓ=ચો ઈંટનું કામ કરનાર
મઘમઘે=ખુશબો થી બહેક બહેક થઈ રહે
પવન=વાતું વાયુ
વાસ=સુગંધ; પીમળ
તળાવ=જેની ચારે બાજુ જમીન અને વચમાં પાણી હોય તે
પહાડ=મોટા ડુંગર
પાધર=ખુલ્લી જગા
ધર્મશાળા=મુસાફરોને વગર ભાડાની ઉતરવાની જગા
વટેમાર્ગુ=મુસાફર
ઓસરી=ઓટલી
અજવાળું=સુરજ દીવા વગેરેનો પ્રકાશ
ઘોર=બીક લાગે તેવું
ઝગઝગે=પ્રકાશે
ઉજાસ=ઝાંખું અજવાળું
સરજ્યાં=બનાવ્યાં
કળાતું=સમજાતું
પાડ=ઉપકાર
વાદ=હોડ; સરત
ઉપકાર=પાડ; આભાર
ભક્તિ=ભજન

સાર—હરરોજ ઇશ્વરની ભક્તિ કરવી.

પાઠ ૨.

કવિતાના અર્થ.

વર્ણન=હકીકત
ગવૈયા=ગાયન કરનાર
મધુર=મીઠું
પંખેરૂ=પક્ષી
ભ્રમર=ભમરો
મુલ્લાં=મુસલમાનના નીમાજી; હોરાઓના ધર્મ ગુરુ
તૂન=ઉગેલા અનાજનો છોડ
અંધકાર=અંધારું
મુજ=મારા
પંખી=પાંખવાળું પ્રાણી, પક્ષી
વન=જંગલ
વહાણું વાયું=સવાર થઈ
વીતી ગઈ=પુરી થઈ
પૂર્વે=પૂર્વ દિશામાં
ઝગમગાટ=ચળકાટ
ભાનભાનના=નરેશકાર
દીસે=જણાય; દેખાય
પાન=પાંદડાં, પાનરાં
કુકડ=મરઘા
મેના=એક જાતનું સુંદર રાગનું પક્ષી
રૂપાળાં=રૂપાળા; શોભીતા
તેજ=પ્રકાશ
ફીકુ=ઝાંખું

મોઢું કાળું થયું=દેખાતા બંધ થયા; સંતાઇ ગયા
ખુણા=મલી કુંચી; છુપી જગા
ખોળે=શોધે
ભકતજનો=ભગતો
ધ્યાનધરે=આંખ મીચી પમેશ્વરને જુએ
ગાન=ગાયન
દાતા=સખી;દાતાર
દીયે=આપે

રૂડું=સારૂં;
બાંગ=બૂમ પાડીને નિમાજ પઢવી તે; નિમાજ પઢવાને માટે બૂમ પાડવી તે
તણો=નો
ઉદય થયો=ઊગ્યો
કમળ=કમળનું ફૂલ
પત્ર=પાંખડી
ખોલે=ઉઘડે; ખીલે
ઉમંગી=હોંસીલા
ધાય=દોડે; ઉડે

ઢોર=ચોપગાં જાનવર; પશુ
ચારો=ખાવાનું
વેલી=વેલા
ખીલે=ફૂટે
નહિ ભૂલ=વગર ચૂકે
તાજા=તરતનાં ખીલેલા
ટોળે=ટોળાબંધ
વીરા=ભાઈ
મગન=ખુશી
કેરૂં=નું
ધ્યાન=ચિત્ત; મન

## સવારની હકીકત.

**સમજુતી**—હે! મારા વહાલા દીકરા તું ઊઠ, જંગલમાં પક્ષીઓ બોલે છે. રાત પુરી થઇ ને સવાર પડી. પૂર્વ દિશામાં સુરજ ઊગવાની તૈયારી થવાથી અજવાળું થયું. તેથી જાત જાતનાં રંગો દેખાય છે અને ઝાડનાં પાંદડાં હાલે છે, માટે હે! મારા વહાલા દીકરા તું ઊઠ જંગલમાં પક્ષીઓ બોલે છે. [૧] મરઘાં કુકરે કુક કરે છે. અને કાગડા કા કા કરે છે શાળિના મેના, પોપટ અને મોર મીઠા બોલ બોલે છે. [ટેક ૨] સુરજના ઊગવાથી ચંદ્રમાનું અજવાળું ઝાંખું પડ્યું અને તારાનો પ્રકાશ દેખાતો બંધ થયો; મતલબ કે તારા દેખાતા નથી. તેથી ચોર લોકો ઝંખવાઇ ગયા અને સંતાઈ જવા માટે ગલીકુંચી શોધે છે. [ટેક ૩] ભગત ઇશ્વરનું ધ્યાન ધરે છે અને ગવૈયાઓ ગાયન ગાય

છે. ઉદ્દાર માણસો ઘણું જ્ઞાન આપે છે અને મુલ્લાંજી નિમાજ પડવાને માટે ઘુમ પાડે છે, [ટેક ૪] સુરજ ઊગ્યો તેથી રાતનું અંધારૂં જતું રહ્યું, ભમરો ગું ગું અવાજ કરી રહ્યો છે. અને કમળનાં ફૂલની પાંખડીઓ ખીલે છે. [ટેક ૫] જેમ જેમ સુરજનું અજવાળું વધારે વધારે પડતું જાય છે મતલબ કે જેમ જેમ દિવસ ચડતો જાય છે તેમ તેમ માણસો ધંધે વળગવાને હોંસીલા થાય છે. પક્ષીઓ આકાશમાં દોડે છે, અને ઢોરો ચારો શોધે છે, [ટેક ૬] ઝાડ, વેલા, ફળ અને ફૂલ, ભૂલ વગર એટલે નિયમસર ખીલે છે; ઘણાં પક્ષીઓ એકઠાં થઇને તાજું અનાજ ખાવાને માટે જાય છે. [ટેક ૭] હે ભાઇ! તુ ખુશી થઇને પરમેશ્વરનું નામ દઇને ઊઠ અને મન દઇને પાઠ વાંચ. એમ મા પોતાના છોકરાને કહે છે. [ટેક ૮]

પાઠ ૩.

વરસ=બાર મહીના
ઋતુ=મોસમ; રત
મહીનો=ત્રીસ દિવસ
કારતક=હિંદુ વરસનો પહેલો મહીનો
તહેવાર=આનંદનો દિવસ
શિયાળો=ટાઢની મોસમ
ટાઢ ઉ=આવે છે
ઉત્તરાયણ=સંક્રાત; સુરજનું ઉત્તર તરફ જવું તે

રત=ઋતુ; મોસમ
હોળી=ફાગણ સુદ પુનેમ
સુદ=અજવાળીઉં; મહીનાનું પહેલું પખવાડીઉં
વદ=અંધારીઉં; મહીનાનુ બીજું પખવાડીઉં
પખવાડીઉં=પંદર દિવસ
તિથિ=દિવસ
અમાસ=હિંદુ મહીનાનો છેલ્લો દિવસ; જે દિવસે ચંદ્ર બીલકુલ ઊગતો નથી તે દિવસ

વસ્ત્ર=લુગડાં
પંખા=વીંજણા
ચોમાસું=વરસાદની ઋતુ
બળેવ=રાખડી બાંધવાનો દિવસ; શ્રાવણ સુદ ૧૫
દશેરા=રાખડી છોડવાનો દિવસ; આસો સુદ ૧૦
દિવાળી=હિંદુ વરસના છેલા મહીનાનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ
પર્વ=તહેવાર

**સવાલ**—વરસની ઋતુ કેટલી ને તે કઇ કઇ? દરેક ઋતુ કેટલા મહીનાની અને તે મહીના કયા કયા? વરસના મહીના કેટલા? મહીનાનાં દિવસ કેટલા? પખવાડીઆં કેટલા અને તે કયા કયા? પખવાડીઆના દિવસ કેટલા? મહીનામાં પુનેમ અને અમાસ કેટલી આવે? મહીનામાં બીજી તિથિઓ કઇ કઇ આવે અને કેટલીવાર આવે? શિઆળો, ઉનાળો, અને ચોમાસાને શેની મોસમ કહે છે? દરેક ઋતુમાં કયા કયા તહેવાર આવે છે અને તે કઇ તિથિએ આવે છે?

પાઠ ૪.

મેળો=ઘણાં માણસો અને ગાડી ઘોડા વગેરેની ઠઠ
ગોકળઆઠમ=શ્રાવણ વદ આઠેમ; જન્માષ્ટમી
કડકડતાં=અવાજવાળાં
ભાઇબંધ=દોસ્તદાર
ઠઠ=ગીરદી; ભીડ
વણુગા=જુદા
દુકાન=માલ વેચવાનું ઠેકાણું
કંસારા=તાંબા પિત્તળના વાસણ બનાવનાર અગર વેચનારા
તાંબું=લાલ રંગની ધાતુ
પિત્તળ=તાંબું અને જસતની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ
સુખડીઆ=મિઠાઇ બનાવનાર
હાટ=દુકાન
કોપરાપાક=કોપરાનો બનાવેલો પાક
મિઠાઇ=બરફી, પેંડા વગેરે
ખડકેલ=ગોઠવેલી
ખરાદી=સિંઘાડા ઉપર ઘાટ ઉતારનાર
સામાન=ચીજો; વસ્તુઓ
પલંગ=ઢોલીવાળો કોચ
પારણું=હીંડોળા જેવું ઘોડીઉં
કોચ=બે બાજુએ તકીઆવાળો પલંગ
કાપડીઆ=કાપડ વેચનાર
સૂતરાઉ=સુતરનું બનાવેલું
ઊનનું=ઘેટાંના વાળનું
રેશમી=રેશમનું બનાવેલું
શણ=એક જાતનો છોડ એની છાલનાં દોરડાં તથા કપડાં બને છે
સરૈયા=અત્તર, ગુલાબ જળ, ધુપેલ વગેરે વેચનાર
બહેકબહેક=મઘમઘ

લીલો મેવો=તાજાં પાકાં ફળ
દ્રાક્ષ=દરાખ
ચોગાન=ખુલ્લું મેદાન
મદારી=ખેલ કરનાર
ખેલ=રમત
સિપાઈ=ચોકીદાર
સવારો=ઘોડે બેસી ફરનાર સિપાઇ
ફુદડી=ચક્કર

**સવાલ—ગોકળ આઠમના મેળામાં શું શું જોયું ?**

**પાઠ ૫**

નઠારી=ખરાબ
સોબત=સંગત
પટેલ=ગામનો ઉપરી
વાડી=ફૂલ ફળનાં ઝાડ છોડવાળી જગા
મઝા=ગમત
શેખી=પતરાજી
પારકાં=પરાયાં; બીજાંના
માને=કબુલ કરે
આખરે=અંતે; છેલ્લે
ઝાંપો=કાંટાનો દરવાજો
આઘે=દૂર
ખાસાં=સારાં; મજાનાં
નિશાની=એંધાણ
વાળીને=ધારીને
ઝૂમ=ઝુમખો
ઢળી પડે=નીચે પડે
ઘાટ=ઇલાજ; ઉપાય
રાસ=દોરડું
ઢગલેઢગલા=ઘણુંજ
દોસ્ત=ભાઈબંધ
ફક્કડ=સારા
પછવાડેથી=પાછળથી
રખેવાળ=સાચવનાર
સજ્જડ=જોરથી
ઝપાટો=સપાટો
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ
અથડાયું=અકળાયું
ચકરી=તમ્મર; ફેર
છુંદાઈ=કચડાઈ
લોહીલોહાણું=લોહીથી ખરડાએલું
વાડીવાળો=વાડીનો માલીક
લપડાકો=તમાચા
જીવ લઇને નાઠો=ખૂબ દોડ્યો
ફરીને=પાછળ
ઢોલો=થપ્પડો
ફળ=ફાયદો; લાભ

**કવિતાના અર્થ.**

અસર=લાગણી
સંગ=સોબત; સંગત
રંગ=અસર; પાસ
પ્રેમ=પ્યાર; હેત
ઠામ=ઠેકાણું
ઠરશે=ઉભો રહેશે
બુરો=નઠારો; ખરાબ
મે'તા=મહેતાજી
ભાગ્યશાળી=નસીબદાર
વિદ્યા=ઇલમ; ભણતર; હુન્નર

## સોબત તેવી અસર.

**સમજુતી**—જેને જેવી સોબત તેને તેવીજ અસર થાય; જેને જેવી સોબત તેનોજ પ્યાર તેનામાં આવે. (૧) જેને જેવી સોબત તેનાં જેવાજ તે કામ કરશે. જેને જેવી સોબત તેવીજ જગાએ તે જઇને ઉભો રહેશે (૨) સારી સોબતથી સારો થશે. નઠારી સોબતથી નઠારો થશે; સારા મહેતાજીની સોબતથી વિદ્યા ભણે અને નસીબવાન થાય મતલબ કે સારા ગુણવાળા મહેતાજીના હાથ નીચે કેળવાય તો નસીબવાન થાય. (૩)

**સાર**—નઠારી સોબતથી તેની નઠારી અસર આપણાપર થાય છે માટે નઠારા માણસની સોબત કરવી નહિ પણ સારા માણસની કરવી.

**પાઠ ૬.**

રખડેલ=રખડતો
ખાતાં પીતાં હતાં=પૈસે ટકે સુખી હતાં
વધે=કુમરે
પાર રહ્યોજ નહિ=અખૂટજ થયો
વધાઈ—વધામણી, ખુશખબર
ઓવારણાં દુખડાં
કોઇ પગનું=કોઇના તરફથી જે પગનું બાંધવામાં આવે છે તે

મિટ=નામ
લાડીલો=લાડમાં ઉછરેલો, લાડકવાયો
કુટેવ=નઠારી આદત; ખરાબ ટેવ
પોળ=મોટી ખડકી
અટકચાળાં=અડપલાં; કોઇને ખોટું લાગે એવું કર્યા કરવું તે
લડાઇ=ટંટોફાદ
વઢી જશે બગડી જશે
બીજું આલવું=તોફાન મસ્તી ન કરવી

બહાને=નામે
ચોટું=બજાર
રઝળતો=રખડતો
ટોળું=જથો
મસ્તી=તોફાન
લાતાલાતી=લાતબાજી
લાત=પાછલો પગ મારવો તે
ઉતરી ગયો=સાંધામાંથી ખસી ગયો
ભોંકડો તાણુતો હતો
મોટે સાદે રાગ કાઢી રડતો હતો

હાડવૈદ=ઉતારેલું હાડકું બરાબર બેસાડનાર વૈદ
લેપ=ખરડ
ઓસડ વેસડ=દવા ને તેના ઉપાય
વલે=દશા; જુદા હાલ
ખો=આદત; ખરાબ ટેવ
શિખામણ=ફાયદાની વાત; બોધ
સુધરી ગયો=કુટેવ છોડી દીધી

સાર--નિશાળનું નામ દઈ રસ્તામાં રઝળવું નહિ, અને નઠારાની સોબત કરવી નહિ.

### પાઠ ૭.

જક્કી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર; જીદ્દી
વાછરડાં=ગાયનાં બચ્ચાં
લવારાં=બકરીનાં બચ્ચાં
પાડાં=ભેંસનાં બચ્ચાં
ગાડરાં=ઘેટાંનાં બચ્ચાં
ચારો=ઘાસ
નીરતો=નાખતો
ખાંધે=ખભે
ખેતર=અનાજ પાકે તે જગો
ઝોક=બકરાં, ઘેટાં રાખવાનો વાડો
છાંયે=શીળે; છાંયડે
વાંસળી=વાંસની બનાવેલી વગાડવાની નળી
પાવો=પીસવો; સિસોટી
હૂંફ=ગરમી; આશરો
જતન=રક્ષણ; સંભાળ
રબારી=ઢોર ચરાવનાર
ઊંચી ગઈ=ઊડી ગઈ; દૂધ દેતી બંધ થઈ
જાળવતો=સાચવતો
વિયાય=જણે
ધણી=માલીક
સાચવણી=સંભાળ
તકરાર=વઢવાડ; રકઝક
શિકારી=શિકાર કરનાર
અજાણ્યું=ઓળખાણ વગરનું
મોજ=મજા; આનંદ
અભાગીઓ=કમનસીબ

### પાઠ ૮.

ગોંધતો=પુરી રાખતો
ચેન=સુખ; મજા
બંદીખાનું=કેદખાનું
ચાંદની=ચંદ્રનું અજવાળું
ખેલવું=રમવું
ઠરેલ=ડાહી
નાદાન=સમજણ વગરનું
સંભાળ=બરદાસ
સપડાઈ પડશે=હેરાન થશે; ફસાશે
જક=જીદ, હઠ
લાગ=દાવ; તક
સટકી ગયું=છાનું માનું નાસી ગયું
ઠેકવા=કુદકા મારવા
પાદર=ગામના ઝાંપા

બહારની જગ્યા
વગડો=જંગલ

કોતર=ગુફા; બખોલ
તરાપ=કુદકો; ફાળ

બોડ=ગુફા; બખોલ
કમોતે=વગર મોતે

**સાર**—માબાપ મહેતાજી વગેરે કોઇ સારી શિખામણ આપે તે મુજબ ચાલવું હઠ કરવી નહિ.

**પાઠ ૯.**

રિસાળ=રિસાઇ જાય એવો
સહેજ સહેજમાં=જરા જરામાં
રીસ=ગુસ્સો; મિજાજ
છેડો=પાર; અંત

ભાગ્યે=કદાચ
આડોશી પાડોશી=આસ પાસના ઘરના રહેનાર
ભાઇભાંડુ=સગાંવહાલાં
જમણ=જમવાનું
ચીસ=બીકથી બૂમ પાડવી તે

ટેવ=આદત
નકામો=અમથો
ઢોંગ=ફેલ
વેદના=દુ:ખ
મુદ્દલ=બીલકુલ; જરાપણ
પસ્તાવો=દીલગીર થવું
નડે છે=હેરાન કરે છે

**સાર**—જરા જરા વારમાં રિસાઇ જવું નહિ.

**પાઠ ૧૦.**

જાળ=કરોળીઆનું પડ; જાળું; ફાંદો
ફરી ફરીને=વારે વારે
હિંમ=આગત
વણ=વગર
તૂટેલે=તૂટી ગએલે
તાતણે=તારે

મહેનત શરૂ કરી=મહેનત કરવા માંડી
માટ=મટે
ફાવ્યો=પાર પાડ્યો
ઘાટ=ઉપાય
બીડ્યો=હોંસથી મંડ્યો રહ્યો
ધીરજ=સબુરી
નીરધાર=નક્કી

ખંત=ચેટક; કાળજી
યત્ન=મહેનત
ચગદાઇ=છુંદાઇ; દબાઇ
તળે=નીચે
મોત=મરણ
તજી=છોડી
અનંત=અણોજ
લાભ=ફાયદો
પામે=મળે

**ફરી ફરીને સારું કામ કરવા મહેનત.**

**સમજુતી**—કરોળીઓ જાળ બનાવતાં બોંયપર પડી જાય છે

ત્યારે અજાયબ છે અને વગર તૂટેલા આખા તાર ઉપર ચઢવાને માટે ફરીથી જાય છે. (૧) તેણે (કરોળીઆએ) તાર ઉપર ચઢવાને માટે મહેનત કરવા માંડી; પણ તુરત તે નીચે પડ્યો અને ઉપર ચઢવાના કોઇ ઉપાયમાં ફાવ્યો નહિ. (૨) એવી રીતે પડતો અને ચઢતો ફરી ફરીને બે ત્રણ વાર મંડ્યો રહ્યો તોપણ તેમાં ફાવ્યો નહિ ત્યારે ફરીને ચઢવાને તૈયાર થયો. (૩) હિંમત રાખીને ઉમંગથી છટ્ઠીવાર ચઢવાને મંડ્યો; તેણે ધીરજ રાખી તેથી તે નક્કી જાળામાં જઇ પહોંચ્યો. (૪) જો કરોળીઆએ ફરી ફરીને કાળજીથી મહેનત નહિ કરી હોત તો પગ તળે ખુંદાઇને વગર મોતે મરી જાત. (૫) એ પ્રમાણે કરોળીઆની પેઠે જો માણસો મનમાં કાળજી રાખીને આળસ કાઢી નાખીને મહેનત કરે તો ઘણોજ ફાયદો મળે.

**સાર**—સારૂં કામ ફરી ફરીને ઉમંગથી કરવુ.

**પાઠ ૧૧**

ચકબિલ્લુ=એક જાતની રમત
કચ્છ=કાછડો; કચ્છો
ગઢ=કિલ્લો
સાથી=સોબતી
બિલ્લુ=સાથી
વડો=મોટો
સરદાર=ઉપરી
ઘૂમી રહ્યા=આમથી તેમ ફરી રહ્યા
દાવ=લાગ
પેંતરા=ડગલાં; પગલાં
નજર દેંકી=જોઈ
પૂર જોસથી=ઘણા જોરથી
ભૂલથાપ=ભુલાવો
શાબાશ=ધન્ય
દાવ=રમતનો વારો

**સાર**—શરીરની સાથે મન કેળવાય એવી રમતો રમવી.

**પાઠ ૧૨**

મનવાળો= પાકા વિચારવાળો
ગેડીદડા=દડો અને તેને ફેંકવાની લાકડી
ડગલું=પગલું
રંગ જામ્યો=મજા આવી
પછી તો ધૂળ=પછી કંઈ મજા પડવાની નથી
વચન=બોલ
ખાતરી=ભરોસો

| | | |
|---|---|---|
| સુનું=વસ્તી વગરનું | નારી માખી | ભપકાદાર=રોભવાળા |
| મોં ફેરવી=મોં ચઢાવી | કુટુંબ=વંશ; ઓલાદ | કોરીને=કાણાં પાડીને |
| પીડા=પચાત; દુઃખ | છંછેડે=હરકત કરે | દુભાવો=નારાજ કરો |
| મન ડગવા દીધું નહિ=મરજી મુજબ કર્યું નહિ | પીડ=વાંસો | નુકસાન=બગાડ |
| **પાઠ ૧૩** | ઘાટ=શરીરનો આકાર | સ્વાહે=સહેજતથી |
| મધમાખી=મધ બનાવ- | સોહામણી=શોભિતી | નવાઇ=અચરજ |

સાર—કોઇનું ભલું કરીએ તો આપણું ભલું થાય, અને કોઇનું બુરૂં કરીએ તો આપણું બુરૂં થાય.

| | | |
|---|---|---|
| **પાઠ ૧૪** | થયો | વાંક ગુનો, તકસીર |
| મોસાળ=માના બાપનું ઘર; મામાનું ઘર | અંગેરી=પોંક પાડવાની ભઠ્ઠી | સાજું-આખું |
| | | ઉતાવળ=ઝડપ |
| આંખ ટાઢી થઇ=સંતોષ | ઉલટભેર=હોંસથી | ઠેસ=ઠોકર |

સાર—(૧) કોઇપણ કામ ઉતાવળથી કરવું નહિ. (૨) જેવું આપણું તેવું સામાનું સમજવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૧૫** | કાયર=હેરાન | શોક=દીલગીર |
| ઢીંગલી=નાની પુતળી | પજવે=દુઃખ દે | લાજ=આબરૂ |
| તખતો=આરસો | પુરી બદામ=મોટી બદામ, ઘણીજ નજીવી કિંમત | ઘટે=ઓછી થાય |
| ઝુટ=એકદમ ઝડપ મારી લઇ લેવું તે | | નિંદે=ખોટું ખોટું બોલે |
| | સહીઅરો=બેનપણીઓ | બળવંતા=જોરાવર |
| સરી પડયો=લપસી ગયો | કટ્ટા—એક બીજાની સાથે બોલવું કે રમવું નહિ તે | સદા=હંમેશાં |
| બરડ=ઝટ ભાંગી જાય એવો | | લેશ=જરાપણ |
| પછાડીએ=અફાળીએ | આપણું=આપણે | ક્લેશ=કંકાસ |
| ખેંચતાણ=ખેંચાખેંચી | સુખચેન=મજા | કોપ=ક્રોધ |

## હળીમળીને રહેવા વિષે.

સમજુતી—આપણે બને જણ ભાઈ અને બેન મળી સંપીને હળીમળીને રમીએ તો સુખ થાય અને મજા પડે, પણ જો લડીએ કે કજીઓ કરીએ તો ઘણી દીલગીરી થાય, આયખુ ઓછું થાય, અને લોકો નઠારૂં બોલે. (૧) હે જેશવર બાપ પરમેશ્વર તું અમને હમેશાં સંપ આપ; (હળીમળીને રહેવાની બુદ્ધિ આપ) જેથી કરીને કોઈ દિવસ જરાપણ કંકાસ થાય નહિ; ને અમારા દહાડા સુખમાં જાય. (૨) છોકરાં હળીમળીને રહેતાં હોય અને કોઈ દિવસ કોઇ લડે કે રડે નહિ, તેઓ હળીમળીને રમે, જમે અને ગીતો ગાય; તો મા ઘણી ખુશી થાય. (૩) સાર—ભાઇ બેન સાથે સંપસંપીને ચાલવું.

| | | |
|---|---|---|
| પાઠ ૧૬. | ફેરવવા=મહાલવા | ધીર=ધીરજવાળાં |
| રામચંદ્રજી=અયોધ્યામાં એ નામના રાજા થઇ ગયા તે. (હિંદુ લોકો તેમને પરમેશ્વરનો અવતાર માને છે) | ફાંફાં=ખોટી મહેનત | છાના=મુંગા |
| | ગણકાર્યું=માન્યું | પ્રધાન=વજીર |
| | ડસકાં=રડતાં રડતાં આચકા ખાવા તે | દર્પણ=આરસી |
| | | દશરથ=રામચંદ્રજીના બાપ |
| ઇચ્છા=મરજી | રેણુ=રડવાનું તોફાન | મહારાજા=મોટારાજા |
| અમરાક=ગમરામણ | ખીજવાયા=ગુસ્સે થયા | શ્રી=સારા; શોભાયમાન |
| છેવટે=આખરે | ગોદ=ખોળો | |

સાર—અક્કલ વાપરી યુકિતથી કામ કરવું.

| | | |
|---|---|---|
| પાઠ ૧૭ | જોડું=ધણીધણિઆણી | પરવરી=નવરી થઇ |
| ખબર વિચાર્યું=વિચાર ભમરવું | કચરો પુંજો=કચરો વગેરે | કથા=ઇશ્વર સંબંધી વાત |

મળતું=પેદાશ થતી
ગુજરાન=ગુજારો
છોકરાંછૈયાં=છોકરા છોકરી
પેરે=પોતાને
ઓછું આવતું=ખોટું લાગતું
પાપ=ખોટાં કામ
આધાર=આશરો; ભરોસો
સારું=ભલું; કલ્યાણ

આંગણું=બારણા આગળની જમીન
તરફડતું=તરફડીઆં મારતું
દયા=રહેમ; મહેર
ઉછેરીને=મોટું કરીને
જન્મ થયો=અવતર્યો
લોહીઆળું=લોહીવાળું
ગુસ્સો=રીસ
બેડું=ગાગર ને ઘડો
કકડા=ટુકડા

ભાંગીતૂટી=સમજાય નહિ તેવી
બોલી=બોલ
મૂર્ખ=બેવકુફ
પાપી=ચંડાળી; દુષ્ટ
અભાગણી=કમનશીબ
પુત્ર=છોકરો
જીવ=પ્રાણ
વળે=કામ આવે
જાન=જીવ

## વગર વિચાર્યું ન કરવા બાબત.

**સમજુતી**—જે માણસ વિચાર કર્યા વગર કામ કરે છે, તે પાછળથી દીલગીર થાય છે, જુઓ, એવાં વગર વિચારનાં કામ કરવાથી ઘણાના જીવ જાય છે. મરી જાય. (૧) **સાર**—ઉતાવળથી વગર વિચારે કામ કરવું નહિ.

### પાઠ ૧૮

સંદેશો=ખબર
ખોડગતો=લંગડાતો
દુઃખી=હેરાન
મદદ=આશરો
હુંફાળું=ગરમ

પરાળ=ભાતનું ઘાસ
છાપું=ચાલતા વખતની ખબરનો છાપેલો કાગળ
છાપખાનાવાળા=છાપખાનાનો માલીક
ગોઠવણ=બંદોબસ્ત

ગાર્ડ=સંભાળ રાખનાર
સરનામું=ઠેકાણું
સ્ટેશન=આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું
ખડખડાટ=અવાજ
સિસોટી=પીસવો

**ડરતો=બીતો**
**ખંપાળી=હાથ ફેરવી**
**ડર=બીક**

નજીક=પાસે; સોડે
ઠરાવ=કરાર; ઠરેલી વાત
ઝપાટાબંધ=દોડતો

ખબરદાર=હોશિયાર
આઠ કલાકમાં ૧૫ મિનિટ બાકી—પોણા વાગે

**સાર**—(૧) દુઃખી પ્રાણીપર દયા રાખવી. (૨) જનાવરોને કેળવવાથી તેઓ માણસ જેવું કામ કરી શકે છે.

**પાઠ ૧૯.**

**માથું મારી=હિંમત કરી**
**કોણી=હાથને વાળવાનો વચલો સાંધો**
**ઢીમણું=ઢીમું**

માથું મારી=હિંમત કરી
કોણી=હાથને વાળવાનો વચલો સાંધો
ઢીમણું=ઢીમું
છાતીવાળો—હિંમતવાન

ધરાયો=તરપત થયો
હડસેલો=ધક્કો
વેગળા=દૂર
બઝાડી=વળગાડી
પેટભરી=જોઇએ તેટલા

**સાર**—(૧) ગરીબ માણસને મદદ કરવી. (૨) ઇશ્વરે આપણને બળ આપ્યુ હોય તો તે ગરીબ માણસને મદદ કરવામાં વાપરવું.

**પાઠ ૨૦.**

**ખલીફા=મહમદ પેગંબરના વારસ**
**પાદશાહ=મુસલમાન રાજા**
**દરબાર=રાજકચેરી**
**દેખાવડો=રૂપાળો**
**સુબો=સુબેદાર; સરદાર**
**નીમણુક=મોકલાણુ**
**હુકમ=આજ્ઞા**
**ખાસ=જુદો; ખાનગી**

શાહેજાદો=પાદશાહનો દીકરો
શાહજાદી=પાદશાહની દીકરી
ચીતરામણ=ચિત્ર
તહેનાતમાં=ખીજમતમાં, હજુરમાં
છોકરવાદી=નાદાની
કારણ=સબબ, મતલબ
નામદાર=પ્રખ્યાત; નામીચા

ફરમાવશો=હુકમ કરશો
સમજુતી=સમજણ
મોંએ ચડેલો=વધારે ઓળખવાને લીધે બીક વગર બોલનાર
અરજ=વિનંતી
ફરજંદો=બચ્ચાં; છોકરાં
લાડ=વહાલ
અલા=ખુદા; પરમેશ્વર
ગુનો=વાંક; તકસીર
માફ=ક્ષમા

દીલ=મન
દીલગીરી=નાખુશી
ઓહદા=હુકમત
નીમ્યો=નીમણુક કરી
કઠણ હૈયાનો=દયા વગરનો
રદ કરવું=ફેરવી નાખવું
આરબ=અરબસ્તાનનો રહેવાસી

**સાર—માણુસની રીતભાત ઉપરથી તેના ગુણની પરીક્ષા થાય છે.**

### પાઠ ૨૧.

આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
લંગડો=લુલો
ઢેકાઢળીઆ=ખાડા ટેકરા
માળા=પક્ષીનાં ઘર
આસપાસ=આજુબાજુ
કોહલાં=ફાડી ખાનારાં જાનવર
વાઘ=ફાડી ખાનારૂં ચટા- જાનવર
વરૂ=કુતરા જેવું ફાડી ખાનારૂં જાનવર
ખોંખારો=અવાજ
આડે=અવળે
દુવા=આશિષ; આશીર્વાદ
મોરી=મોટો; સરિયામ

**સાર—એકબીજાને મદદ કરવી.**

### પાઠ ૨૨.

પડછાયો=ઓળો
ભાગોળ=દરવાજો; દરવાજા પાસેનો બજાર
ભાગ=હિસ્સો
પાર=કિનારો
નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ બીજી નદી કે સમુદ્રને મળે છે તે
કુદકો=છલંગ
પૂલ=નદીપરથી જવા આવવાને બાંધેલો રસ્તો
થાક=વિસામો; આરામ
અદેખો=બીજાનું સારૂં જોઇ બળે એવો
લોભી=લાલચુ
તરાપ=કુદકો; છલંગ
ખોળ=શોધ; તપાસ
પડાવી=ખુંચવી; છીનવી
દાનત બગાડી=પડાવી લેવાની ઇચ્છા કરી
ગુમાવ્યું=ખોયું
તાકે=ધારે; વિચારે

**સાર- લોભ કરવો નહિ.**

### પાઠ ૨૩.

ખરીદ કર્યું=વેચાતું લીધું
સંદેહ=વહેમ; શક
હડખવા=કુતરા, કોહલાં વગેરેને એક જાતનો રોગ થાય છે તે
દરકાર=પરવા
કાચકૂં=કાચું
અચકું=કાચું

| | | |
|---|---|---|
| ખામી=કસુર | દીધું | ભરોસો=વિશ્વાસ |
| જુઠું મૂકી દીધું=છોડી | અભડાયો=ભડકાયો | |

**સાર**—આપણી આંખે ખરૂં દેખાયા છતાં બીજા પર ભરોસો રાખી ચાલવું નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૪** | વિના=વગર | ની વસ્તુ લેવી તે |
| લખોટો=મંજો | સજા=શિક્ષા | ચોર=છાની રીતે બીજાની |
| છાનોમાનો=ચુપચુપ | ભૂલીશ=વીસરીશ | વસ્તુ લેનાર |
| બગાડયું=ખરાબ કર્યું | ચોરી=છાની રીતે બીજા | |

**સાર**—ચોરી કરવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૫** | નિહાળ્યું=જોયું | ભલાં=દયાળુ |
| કુહાડી=લાકડા ફાડવાનું હથિયાર | માંહી=અંદર; માં | દેવી માતા=દેવી |
| બાયડો=મરદ | ડર્યો=બીનો | વદે=બોલે |
| શાણો=ડાહ્યો | ઝુલતાં ને સમાતાં=પાણીમાં આમ તેમ ડોલ્યા કરતાં અને તેની અંદર સમાઇ જતાં | માથું હલાવી=ડોકું ધુણાવી; ના કહી |
| બહાદુર=જોરાવર | સૂણી=સાંભળી | સંપત=દોલત |
| આવ=આ | સાદ=અવાજ | મહેર=મહેરબાની; દયા |
| ભાળે=જુએ | | જગનાથ=જગતનો ધણી પરમેશ્વર |
| નીર=પાણી; જળ | | |
| તાંહી=ત્યાં | | |

## કુહાડી.

**સમજુતી**—નાનો છોકરો બાપની કુહાડી લઇ જોરાવર ડાહ્યો મરદ બન્યો ને જે કંઇ ચીજ જુએ તે ઘા મારીને કાપે, એમ રમતો ગામને પાદરે તળાવ ઉપર ગયો. (૧) ત્યાં તળાવમાં માછલાંએ

જરા પાણી હલાવ્યું તેથી છોકરાએ પાણીની અંદર કંઇક જોયું તેથી છોકરો મનમાં બીનો અને કુહાડી પાણીમાં પડી ગઇ, તે વખતે તે બહુ ઘાંટા પાડીને રડયો. (૨) હમેશાં પાણીમાં આમ તેમ ડોલ્યા કરતાં અને સમાઇ જતાં એવાં દયાળુ દેવી માતા છોકરાનો અવાજ સાંભળીને પાણી ઉપર આવ્યાં. દેવી બોલી કે આ રૂપાની કુહાડી લે, પણ છોકરો કહે છે કે હે! માતા, મારી કુહાડી એવી નથી. (૩) બીજી વખત સોનાની કુહાડી કાઢી લાવીને બતાવી ત્યારે માથું ધુણાવી ના કહીને છોકરો કહે છે કે એ પણ મારી નથી. મને તો મારી કુહાડી બહુ ગમે છે. માટે હે! દયાળુ માજી તમે પાણીમાંથી મારી કુહાડી કાઢી આપો. (૪) દેવીએ કુહાડી કાઢી આપી. અને છોકરાં સાથે બોલ્યાં, છોકરાને કહ્યું કે તને સુખ અને દોલત મળજો ને પરમેશ્વરની મહેરબાની થજો. સાર—પારકી વસ્તુ પર લોભાવું નહિ.

| પાઠ ૨૬ | ખૂબસુરત=દેખાવડો | મુકામે=ઘેર |
|---|---|---|
| ભરપુર=ભરેલો | હેત=પ્યાર; વહાલ | હૈયું ભરાઇ આવ્યું= |
| પૈસે ટકે ખાલી=ગરીબ; | દેશાવર=પરદેશ | રડવું આવ્યું |
| પૈસા વગરનો | કપરા=અઘરા; સખત | પંપાળતા=હાથ ફેરવતા |
| હાલત=દશા | લાચાર=નાચાર | બરદાસ=ચાકરી |
| ખૂટી ગયું=ઓછું થયું | મૂલ=કિંમત | પરવડે=ઓજે; પાંલવે |

સાર—દરેક માણસે પોતાના પાળેલા પ્રાણીપર ઘણોજ પ્યાર રાખવો અને જરા પણ દુઃખ દેવું નહિ.

| પાઠ ૨૭. | આંખ=નજર | લજવ્યું=શરમાવ્યું |
|---|---|---|
| ઝરો=પાણીનો વહેળો | નારાજ=નાખુશ | શરીર=દીલ |
| ભરાવ=દેખાવ | બબડવું=મનમાં બોલવું | લલકારવું=લલકારથી |

| | | |
|---|---|---|
| બોલવું | કેડો=પુંઠ | મોહી પડયું હતું=રાજી થયું હતું |
| ચમકી=ચોંકી | વટાવી=ઓળંગી | ફસાવી દીધું=દુઃખમાં |
| પારધી=શિકારી | વખોડતું=ધિક્કારતું | નાખ્યું |

**સાર**—કોઈપણ ચીજને વગર વિચારે વખોડી કે વખાણવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૮.** | બચકાં=ડાકાં | જગાએ બેસી ઘાટ ઘડે છે તે જગા |
| શિઆળ=શિયાળવાં | રંગરેજ=રંગારો | |
| શહેર=જેમાં છોબંધ ને હારબંધ ઘરો હોય અને સારાં સારાં બજારો હોય તે. | જરદી=પીળો | ભઠ્ઠી=મોટો ચુલો |
| | પાસ=અસર | ધગધગતા=ઘણાજ ઉના |
| | આંગણે=બારણે | નકલ=બીજાનું જોઇને કરવું તે; કોપી |
| | કોઢ=પેઢી; લુહાર જે | |

**સાર**—કોઇની ખોટી નકલ કરવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૯.** | ટાંકણે=ટાણે; અવસરે | તથી |
| વરો=જમણવાર; નાત | મેળાપ=મુલાકાત | ખપ=જરૂર |
| ઘી=તાવેલું માખણ | ચડભડો=લડી | રંક=ગરીબ |
| પીયર=વૈરીના બાપનું ઘર | રડયું ખડયું=જવલ્લે | ભારેખમ=ભારબોજ વાળા |
| | લેખવે=ગણે | |
| મણ=૪૦ શેર | મોંઘે ભાવે=ઘણી કિંમ- | માન=આબરૂ; ઇજ્જત |

**સાર**—ભારેખમ થઈ ખુણે બેસી રહીએ, તે કરતાં બહાર પડી બધાના ઉપયોગમાં આવવું સારું છે, એમ કરવાથી વગર માગે માન મળે છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૦.** | ખાનાર | રાજપાટ=રાજગાદી |
| કુંવર=રાજાનો છોકરો | આપકર્મી=પોતાની કમાઈ ખાનાર | તીર્થ=પવિત્ર જગો |
| બાપકર્મી=બાપની કમાઈ | | ધન=દોલત |

ભાભી=ભાઇની વહુ
વતન=જન્મભૂમિ
ઓચીંતું=એકદમ
તરાપ=છલંગ
ઠેકાવી=ઠેકડો મરાવી
સેના=લશ્કર; ફોજ
ઉપરી=સરદાર
હિંમત=હામ
લુણ=મીઠું; અનાજ
ફતેહ=જીત
પ્રાર્થના=માગણી
તડંગધુમ=ડંકો વગાડતાં તેમાંથી નીકળતો અવાજ
ડંકો=લડાઇનું વાજીંત્ર; નોબત
નિશાન=ધજા; વાવટા
દુશ્મન=શત્રુ
ફોજ=લશ્કર; સેના
તક=દાવ
સરદારી=ઉપરીપણું
નાસભાગ=નાસાનાસ
કુંવરી=રાજાની છોકરી
બહાદુરી=હોશિયારી
વરમાળ=વરને કન્યા જે માળા પહેરાવે છે તે

**સાર**—જાતે પેદા કરી ખાવાની ઇચ્છા રાખવી.

**પાઠ ૩૧.**

દેડકો=ચોપગું પાણી તથા જમીનપર રહેનારા પ્રાણી
ઘાસચારો=ઘાસ વગેરે
લહેર=સપાટો
તડુકતો તડુકતો=લહેકાતી ગાલ ચાલતો
ખાબોચીઉં=પાણી ભરાયલો નાનો ખાડો
જીવ=પ્રાણ
ચઢાઉ=કોઈ વખાણ કરે તેમ ફૂલે એવી
ફુલાવી=મોટું કરી
બેટા=દીકરા
બોલ=શબ્દ
મમતા=જીદ; હઠ
ગજા=શકિત
ઉપરાંત=વધારે

**સાર**—ગજા ઉપરાંત કામ કરે તો મરે, નહિ તો માંદો થાય, માટે ગજા ઉપરાંત કામ કરવું નહિ.

**પાઠ ૩૨.**

ભિખારી=ભીખ માગનાર
તળાવ=નાનું તળાવ
લપશી=ખરી; સરી
ધ્રૂજતો=કંપતો; થરથરતો
ખાદી=જાડું લુગડું; દોટી
વાત=વાગત
મલમલ=ઝીણું સુતરાઉ કપડું
બફારો=પસીનો
સાહુકાર=રૂપીઆ ધીરવાનો ધંધો કરનાર
જેમ તેમ=ગમે તેમ
બેદરકાર=બેપરવા; મરજ વગરનો
કસ=કેસ
જાતે=પોતે

**સાર**—કપડાં મેલાં પહેરવાં નહિ, એટલુંજ નહિ પણ તે ગમે તેમ પહેરવાં નહિ.

**પાઠ ૩૩.**

બ્રાહ્મણ=હિંદુની ઉંચી જાત
ગણેલા=અનુભવ મેળવેલા
સારો=લાયક
ધંધો રોજગાર=વેપાર વણજ
જડતો=સૂઝતો; માલમ પડતો
દેશાવર=પરદેશ
દોરીને=હાંકીને
સ્ત્રી=બૈરી
પગલાં=પગનાં તળીઆંનો આકાર
અંગુડીઆ=પગને અંગુડે પહેરવાનું ઘરેણું
જોટવાં=પગને અંગુઠે તથા તેની જોડેની આંગળીએ પહેરવાનું રૂપાનું ઘરેણું
નિશાની=એંધાણી
વહેળો=નાની નદી
શેલો=શીલા; પત્થર
ધોબી=લુગડાં ધોવાનો ધંધો કરનાર
ધોબણ=ધોબીની બાયડી
રાજમારગ=મોટો રસ્તો
ઢુંકડું=પાસે; નજીક
છેક નજીક=ઘણુંજ પાસે
ખંતીલા=કાળજીવાળા
મેળવ્યા=પેદા કીધા

**સાર**—ધ્યાન રાખી જોવાની અને તે ઉપર વિચાર કરવાની ટેવ રાખવી.

**પાઠ ૩૪.**

મહિમા=મોટાઇ
જગપતિ=જગતનો ધણી. પરમેશ્વર
જગ=દુનિયા
રચી=બનાવી
રચના=બનાવટ; ગોઠવણ
નવરંગી=તરેહ તરેહના રંગના
તરૂપાન=ઝાડનાં પાંદડાં
પા'ડ=પહાડ
કરાડ=કરાડા; ગુફા
સિંધુ=દરીઓ; સમુદ્ર
સરિતા=નદી
ઘાટ=પહાડ ઉપર ચઢવા ઉતરવાનો રસ્તો; ઓવારા
રળિઆમણી=શોભિતી
વાટ=રસ્તો
શીતળ=ઠંડો
સાર=સારી
સૂર્ય=સુરજ
વરસાદ=મેહ
ઝૂલતાં=લટકતાં
મધુર=કાનને સારૂં લાગે એવું; મીઠું
નાદ=અવાજ; સાદ
કળા=તેજ; અજવાળું
રંગ=શોભા
મેદાન=ખુલ્લી લાંબી

| | | |
|---|---|---|
| પહોળી જગા; ચોગાન | ચાવણું=ખાવાનું; ખોરાક | શકાય નહિ |
| વરતાં=પાણી ઉપર રહેતાં | સાથ=સાથે | સરજી=પેદા કરી |
| મહીં=માં | કળા=હીકમત; યુક્તિ | સરજનહાર=પેદા કરનાર; |
| આંખડી=આંખ | કળી શકાય નહિ=સમજી | પરમેશ્વર |

## પાઠ ૩૮ પરમેશ્વરની મોટાઈ.

**સમજુતી**—જગતના બનાવનાર પરમેશ્વરે આ દુનિયામાં ઘણીજ સારી બનાવટ કરી છે. તેણે આ દુનિયામાં નાનાં મોટાં એમ ઘણી જાતના જીવો બનાવ્યા છે. (૧) તરેહવાર રંગના ખીલતા ફૂલો, ગાયન ગાતાં પક્ષીઓ, અને સારા રંગવડે શોભતાં ઝાડનાં પાદડાં, તથા પક્ષીની પાંખો તેણે બનાવ્યાં છે. (૨) પરમેશ્વરે મોટા પહાડો, કરાડા, દરીઆ, નદી, પહાડમાંથી જવા આવવાના રસ્તા, શહેર અને જંગલના રસ્તા આવી શોભિતી બનાવટ બનાવી છે. (૩) શિઆળામાં ઠંડો પવન સારી ઠંડક આપે છે. અને ઉનાળામાં સુરજનો તાપ નક્કી ઘણો પડે છે. (૪) ચોમાસાની ઋતુમાં વરસાદ વરસે છે, ઝાડો પર ફળો લટકતાં દેખાય છે, અને મોરનો મીઠો અવાજ સંભળાય છે. (૫) અજવાળીઆમાં ચંદ્રનું અજવાળું આનંદ આપે છે. અને અંધારીઆમાં તારાના પ્રકાશનો રંગ શોભિતો દેખાય છે. (૬) રમવાને અને મોજ ભોગવવાને માટે મોટાં મેદાનો બનાવ્યાં છે, વળી પાણીમાંના વેલા અને તેનાં પાંદડાં કેવાં તરે છે! (૭) હે પરમેશ્વર, તેં જોવાને માટે આંખ આપી છે, સાંભળવાને માટે કાન આપ્યા છે, અને બોલવાને માટે જીભ આપી એ સારૂ કર્યું છે. (૮) વળી દાંત આપ્યા તેની સાથે ખોરાક આપીને બહુ ઉપકાર કર્યો છે; હે! પેદા કરનાર પરમેશ્વર તેં જુક્તિ કરી છે તે સમજી શકાય તેમ નથી. (૯) સાર—પરમેશ્વરે માણસ જાતના સુખને માટે દુનિયામાં બધી વસ્તુઓ

બનાવી છે, તેનો પાઠ વળવા દરરોજ તેની ભક્તિ કરવી.

**પાઠ ૩૫.**

વિશાળ=મોટાં ડાળાં ખાંખડાં ખૂબ ફેલાએલો હોય એવો
છજેલ=છવાઇ રહેલી
તંબુ=કપડાનું ઘર
તાડ=સૌથી ઉંચું ઝાડ
કેળ=કેળાનું ઝાડ
પલ્લવ=પાંદડાં
વનસ્પતિ=ઝાડ છોડ વેલા વગેરે
ધરી=પહેરી
સ્હોય=શોભે
કોયલ=કાળા રંગનું મધુર રાગનું પક્ષી
કલ્લોલ=મઝા; ખુશી
તીતર=તીણા રાગનું પક્ષી
વિશેષ=વધારે
બેશ=સરસ; સારી રીતે
કેસુડો=ખાખરના ફૂલનો
ઘોળીને=હલાવી હલાવીને; મેળવીને
ફુવારા=પાણી ઉચું ઉરાડવા માટે બનાવેલો ઘાટ
નવરંગ=તરેહ તરેહના રંગ
અપાર=ઘણું જ
મોર=આંબાનાં ફૂલ
કોર=બાજુ
ચાંદની=ચંદ્રમાનું અજવાળું

**પાઠ ૩૫. પાનખર ઋતુ ( વસંત ઋતુ )**

**સમજુતી**—મોટા વડના ઝાડ પર પથરાએલા વેલા તે જાણે તંબુ ઉભો કર્યો હોયની ! એવું દેખાય છે. તંબુપર જેમ ધજા, વાવટા ફરફરતા હોય તેમ, કેળ, નાળિએરી અને તાડનાં ઝાડ ધજા ને વાવટા જેવા જણાય છે. (૧) ઝાડનાં પીળાં અને પાકાં પાંદડાં હોય તે ખરીને જમીનપર પડે છે, પછી ઝાડને નવાં પાંદડાં આવે છે તેથી ઝાડ શોભિતા દેખાય છે. (૨) વસંત ઋતુમાં જુનાં પાંદડાં પાકાં થવાથી ખરી પડે છે અને તેને બદલે નવાં પાંદડાં ફૂટી નીકળે છે. કોયલ મધુર શબ્દ બોલે છે; તીતર, કબુતર અને બીજાં ઘણાં પક્ષીઓ સારા રાગથી ગાય છે, અને સારી રીતે નાચે છે. (૩) લોકો કેસુડાનાં ફૂલનો કેસુડો રંગ ઘોળીને હોળી રમે છે, એટલે રંગની એક બીજા પર પીચકારી મારે છે, બાગમાં ફુવારા ઉરાડે છે. અને બજારો તથા ચોકમાં

પાણી છાંટે છે. મતલબ કે પાણીનો છંટકાવ કરે છે. (૪) ભમરાઓ ગું ગું અવાજ કરે છે, અને ઝાડો પર ઘણા તરેહવાર રંગો દેખાય છે; આંબા ઉપર મોર આવવાથી તે શોભે છે, અને ચોતરફ ચાંદની શોભી રહી છે. (૫) માણસો લહેજતથી ખુશીથી શીખંડ ખાય છે અને ઠંડું પાણી પીએ છે. પશ્ચિમ અને દક્ષિણ તરફના પવનથી શરીર સુખી થાય છે. (કારણ પશ્ચિમ અને દક્ષિણમાં દરીઓ હોવાથી પવન ઠંડો આવે છે.)

### પાઠ ૩૬.

ટેકરો=નાનો ડુંગર
પડછાયો=ઓળો
ઓળો=પડછાયો
પીઠ=વાંસો
ઉગમણી=પૂર્વ; સુરજ જે દિશામાં ઊગે છે તે
આથમણી=પશ્ચિમ; સુરજ જે દિશામાં આથમે છે તે
ઉત્તર દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહેતાં જેણી ગમ ડાબો હાથ આવે તે
દક્ષિણ દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહેતાં જેણી તરફ જમણો હાથ આવે
ધ્રુવનો તારો=ઉત્તર દિશામાં આકાશમાં જે તારો એકની એકજ જગાએ ઝીણો ઊગતે દેખાય છે તે

**સવાલ**—પૂર્વ અને પશ્ચિમ દિશા શી રીતે ઓળખશો? પડછાયો સુરજથી કઈ દિશામાં હોય? લાંબામાં લાંબો અને ટુંકામાં ટુંકો પડછાયો ક્યારે હોય? ઉત્તર દિશા શી રીતે જાણશો? દહાડે દિશાઓ શા ઉપરથી જાણી શકાય? રાત્રે દિશા શા ઉપરથી જાણી શકાય? સામાસામી દિશાઓ ગણાવો.

### પાઠ ૩૭.

બેસતું વર્ષ=કારતક સુદ ૧
દાંડી=પંખાની હાથમાં પકડવાની લાકડી
માપ=ભરતર
મથાળે=ટોચે
ફુટ=બાર ઇંચ; અડધો ગજ
લંબાઇ=લાંબાપણું
પહોળાઈ=પહોળાપણું
ઇંચ=તસુ; સવાકા જેટલી જગા
મધ્યમાં=વચમાં
પગથીઉ=નાની ઓસર
થોર=શુવેરીઆ
કરા=ભીંત; દિવાલ

**સવાલ**—નકશામાં ઉત્તર દિશા ક્યાં હોય છે? ઉત્તરની સામે કઇ દિશા? પુર્વ ને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? નિશાળનો નકશો શી રીતે કાઢશો?

| | | |
|---|---|---|
| **પાઠ ૩૮.** | નિશાન=એંધાણ | તે જગા |
| ધોરી=સરિયામ | સમજ=સમજણ; ભાન | ગોચર=ગાયોને ચરવાની |
| આગગાડી=વરાળથી | ખેતર=અનાજ પાકે છે | જગા |
| ચાલતી ગાડી | | |

**સવાલ**—રસ્તો બતાવવાને એવડી લીટી શા માટે દોરવી? નદી કેણી તરફ વહે?

| | | |
|---|---|---|
| **પાઠ ૩૯.** | જગામાં | પાર=કાંઠો; કિનારો |
| વગડામાં=ઉજ્જડ જ- | ઢાળ=ઢોળાવ | પાળ=કોરણ |
| ગામાં | દહેરૂં=દેવળ | ડાંગર=ભાત |
| પોપડા=ઢોરને ચરવાની | કાંઠે=કિનારે | મસ=ઘણું |
| જગા; ચરો; બીડ | ભાઠું=કાંઠાપરની ખેડવા | ઇશાન=ઉત્તર અને પુર્વ |
| આંબાવાડી=આંબાના | લાયક જગા | દિશા વચ્ચેનો ખુણો |
| ઝાડ ઘણાં હોય એવી વાડી | વહેણ=રેલો | નજરે પડયા=દેખાયા |
| નિચાણમાં=ઢળતી | ચાલાક=ચંચળ | સુગમ=સહેલું |

**સવાલ**—પવન કઇ દિશા તરફ વાતો હતો તે શા ઉપરથી કહ્યું? ટાઢો પવન લાગવાનું કારણ શું? તળાવ કોને કહેવું? નદીને કેટલા કાંઠા હોય અને તે કયા કયા? જમણો અને ડાબો કાંઠો શી રીતે જાણી શકાય? નદી શા કામમાં આવે? ખુણા કેટલા છે અને તે કયા કયા? કઇ કઇ દિશાઓની વચ્ચે ખુણા હોય નહિ?

| | | |
|---|---|---|
| **પાઠ ૪૦.** | ગમ્યું=ગોઠયું | મકાન |
| વાળુ=રાતનું જમવાનું | ચોરો=સરકારી ઉતારાનું | મુખી=પટેલ; ગામનો |

| | | |
|---|---|---|
| ઉપરી | ખેડુત પાસેથી સરકારી | હુંડી=રૂપીઆ મળવાનો |
| ગંધ=ખરાબ વાસ | માગતા રૂપીઆ લઇ | કાગળ; મનીઓર્ડર |
| બંદોબસ્ત=ગોઠવણ | એકઠા કર્યા હોય તે | માસ્તર સાહેબ=પોસ્ટ |
| હવાલદાર=પટેલના | તલાટી=ગામની વસુલાત | માસ્તર |
| તાબાનો સિપાઇ | ઉઘરાવનાર | ટપાલી=કાગળ વહેંચનાર |
| મામલતદાર=તાલુકાનો | રાવણીઓ=વરતણીઓ | ગેરહાજર=હાજર નહિ તે |
| ઉપરી અમલદાર; | તાલુકો=ઘણાં ગામ | માંદો=બિમાર |
| પટેલ તલાટીનો ઉપરી | મળીને થએલો તે | દાકતર=અંગ્રેજી દવા |
| ભરણું=પટેલ તલાટીએ | તાલુકે=મુખ્ય કચેરીએ | જાણનાર |

**સવાલ**—ચોરો એટલે શું ? મુખી, તલાટી, પોસ્ટ માસ્તર, દાકતર એ દરેકનાં કામ સમજાવો.

| | | |
|---|---|---|
| પાઠ ૪૧. | કરવા તથા મોઢું | ઝાડીને=ઝપટીને |
| | ધોવું તે. | ખોરાક=ખાવાની ચીજો |
| સોનેરી=સોનાના રંગ | ધંધો=રોજગાર; વેપાર | તાજી=તરતની |
| જેવો; પીળો | ખેડુત=ખેતીનું કામ | લહેર=સપાટો |
| અંગારા=સળગતા કોયલા | કરનાર | જન=માણસ |
| ચળકતો=ઝળકતો | હળ=જમીન ખેડવાનું | નમતો=આથમતો |
| દાતણપાણી=દાંત સાફ | ઓજાર | ઘોંઘાટ=અવાજ |

**સવાલ**—સુરજ ઉગતા પહેલાં પૂર્વ દિશામાં વાદળ અને વાદળાંની કોરો કેવી જણાય છે ? અજવાળું શેમાંથી આવે છે ? સવાર થઇ શાથી જણાય છે ? સવારમાં માણસ, પશુ, પક્ષી શું કરે છે ? છોકરાઓએ પાઠ ક્યારે કરવો જોઇએ ? સાંજ પડી ક્યારે કહેવાય ? સુરજ ઉગતાં પહેલાં અને આથમ્યા પછી થોડું અજવાળું રહે છે તેને શું કહે છે ? (જ. ઝળઝળીઉં) સાંજના દેખાવની વાત કહો.

**પાઠ ૪૨.**

વાતો=ફૂંકાતો
જોરથી=ઝડપથી
ઠરી જાય છે=ઠંડી પડી જાય છે
ટિકિટ=દાખલ થવાની ચિઠ્ઠી
ગુંગળાઈ=મુંઝાઈ
ઝપાટો=સપાટો
તોફાન=પવનનું બહુ જોરથી વાતું તે
ઉથલી=ગબડી; ફેરવાઈ
મૂળમાંથી=જડમાંથી
ભરવાડ=ઘેટાં, બકરાં ચરાવનાર
ઘસડી=ખેંચી
ધાન્ય=અનાજ
વહાણો=મોટી હોડીઓ
અકળામણ=ગભરામણ
વાદળાં=વરાળનો જથ્થો

**સવાલ**—હવા ક્યાં ક્યાં હોય છે? બધેજ હવા છે એ સાબીત કરી બતાવો. હવાની જરૂર કોને કોને છે? હવા ન હોય તો શું થાય? પવન એટલે શું? હવા ને પવનમાં શો ફેર છે? પવનનું તોફાન ક્યારે થાય? પવનથી થતા ફાયદા ગેરફાયદા ગણાવો.

**સાર**—આપણે હવા વગર જીવી શકીએ નહિ, માટે દયાળુ પરમેશ્વરે તે બધે ઠેકાણે ભરી રાખી છે.

**પાઠ ૪૩**

કકડા=ટુકડા
દુઃખ=વીટંબણા
ચુરો=ભુકો
કણ=રજકણ
છુટા=જુદા
અક્ષરો=હરફો; હરકતો
ઓગળતો=રસ થતો
નિર્દય=દયા વગરનો
કઠણ=સખત
ગાંગડો=ગટ્ટો
ઝાંખો=ચળકાટ વગરનો
કહેણી=કહેતી; કહેવત
જન્મ=પેદાસ
દરીઓ=સાગર; સમુદ્ર
તળીઉં=નીચેનો ભાગ
જંતુ=ઝીણાં જીવડાં
વેહ=છિદ્ર; કાણાં
થર=પડ
ચાંચવો=જમીન ખોદવાનું ઓજાર; તીકમ
હકીકત=વાત

**સવાલ**—ચાકનો કેમ સહેલાઇથી ભુકો થઇ શકે છે? ચાક પોચો છે તેથી શા ઉપયોગમાં આવે છે? ચાકને ભઠ્ઠીમાં નાખે તો શું બને છે? ચુનો શું કામમાં આવે? ચાક પાણીમાં ઓગળે કે નહિ?

પાણીમા ઓગળે એવા પદાર્થના નામ દો. જે પદાર્થ પાણીમાં ઓગળી જાય તે કેવા પદાર્થ કહેવાય? જ. દ્રવ્ય. ન ઓગળે તે કેવા કહેવાય? જ. અદ્રાવ્ય. ચાકમાં કેવો ગુણ છે કે જેથી તે પાણી ચુસે છે? જ. છિદ્રાળુ. બીજા કયા કયા પદાર્થો પાણી ચૂસે છે? છિદ્રાળુ પદાર્થનાં નામ દો. ચાક દેવતામાં પીગળી જાય છે કે નહિ? દેવતામાં ન પીગળે એવા પદાર્થના નામ દો. ઓગળવું અને પીગળવુ એમાં ફેર શું? ચાકને ભોંયપર પછાડીએ તો શું થાય? ચાકમાં કયો ગુણ છે કે જેથી તેને પછાડવાથી ભાંગી જાય છે? જ. બરડ. બરડ ગુણવાળી ચીજોનાં નામ દો. ચાક શી રીતે બને છે? જે પદાર્થો જમીનમાંથી નીકળે તે કેવો પદાર્થ કહેવાય? જ. ખનીજ. ખનીજ પદાર્થનાં નામ દો. ચાકનો ઉપયોગ કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૪** | ગાળીને=રસ કરીને | ખાટી=ખટાશવાળી |
| ટીપે છે=ઘડે છે | કાતર=કાપવાનું ઓજાર | ઝેરી=ઝેરવાળો |
| પતરાં=ધાતુને ટીપીને અથવા રસ કરીને લાંબા ચોડા બનાવે છે તે | ચંબુ=શિરોઇ | સિક્કા=ચલણી નાણું |
| | નાળચાં=નળી | ટંકશાળ=સિક્કા પાડવાની જગા |
| | કથરોટ=મોટી થાળી | |

**સવાલ**—તાંબા પિત્તળનાં વાસણ બનાવનાર તથા વેચનારને શું કહે છે? સુથાર, લુહાર, કુંભાર, શેના ઘાટ બનાવે છે? તાંબું કયાંથી નીકળે? એ કેવો પદાર્થ કહેવાય? તાંબાના ગુણ કહો. તાંબાના ક્યાં કયાં વાસણો બને છે? તમારા ઘરમાં તાંબાના જે જે વાસણ હોય તે ગણાવો. તાંબાના કાટને શું કહે છે? તેનો રંગ કેવો હોય છે? તે ખાવામાં આવે તો શું થાય? તાંબા પર કાટ શી શી રીતે ચઢે છે? તાંબાના વાસણ પર કાટ ન ચઢે માટે શું કરે છે? કલાઇનો રંગ કેવો હોય છે? તાંબાના કયા સિક્કા બને છે?

ટંકશાળ એટલે શું? તાંબાનો ઉપયોગ કઇ કઇ ધાતુ બનાવવામાં થાય છે?

**પાઠ ૪૫.**

**ખાણુ**=જમીનમાંથી ધાતુ વગેરે કાઢવા માટે ખોદેલો ખાડો
**ઇનામ**=ખુશ થઇ આપવું તે; ભેટ
**મેળવણી**=ભેગ
ઓગળી=રસ થઇને
મજાગરાં=મડવાં; જેના વડે બારણું ઉઘડે દેવાય તે
તાસકો=ઢાંકણાં
પવાલી=લાંબું પીપ
શિરોઇ=સાંકડા મોઢાનું વાસણ; ચંબુ
કાટ=કીટ
કલાઇ=ઝાંખા સફેદ રંગની ધાતુ
માંજેલાં=ઘસીને સાફ કરેલાં
સસ્તું=સોંઘું

**સવાલ**—ધાતુમાં કયા કયા ગુણ હોય છે? ધાતુઓ કયાંથી નીકળે છે? ધાતુ એ કેવો પદાર્થ કહેવાય? પિત્તળ શી રીતે બનાવે? પિત્તળનો રંગ કેવો હોય છે? જસતનો રંગ કેવો હોય છે? તાંબું ને પિત્તળ એમાં કઠણ કોણ? શા માટે પિત્તળ વધારે કઠણ? પિત્તળનું શું શું બને છે? તમારા ઘરમાં પિત્તળનાં વાસણ હોય તેનાં નામ દો. પિત્તળ ઉપર કાટ ચઢે છે કે નહિ? પિત્તળનાં વાસણને કલાઇ કરાવવાનું કારણ શું? તાંબું અને પિત્તળ એમાં જલદી કોણ કટાય? ઝાંખું કયું વહેલું પડે? તાંબા અને પિત્તળનો શેરનો ભાવ કહો.

**પાઠ ૪૬.**

**ઘાસનું બજાર**=ઘાસની પીઠ
**ચરો**=પોપડા; ઘાસ ઊગવાની જગા; બીડ
**કુમળું**=નરમ
**છાવામાં**=ઢાંકવામાં
**વણીને**=વળ દઇને
મુળીઆં=મૂળ
ધાર=અણી
દાભ=દરભ
ઝીંઝવો=એક જાતનું ઘાસ
ચરાઉ=ચરનારા
ગંજી=ઘાસના ઢગલા
ગડી=ગાંઠ
સુગંધ=સારી વાસ
મોથ=સુગંધીદાર ઘાસ
ખુજલી=ખજવાળવાથી ફોલ્લી થાય તે
ફુલેલ=માથામાં ઘાલવાનું તેલ
અત્તર=સુગંધીદાર વસ્તુનો કસ
દરો=એક જાતનું ઘાસ; ધરો

જડ=મૂળ
ફરીફરીને=વારે વારે
ઉપલાણે=ઉપરના
ભાગમાં
વાટ=રસ્તો
ચમરી=છોડ ઉપરની

પાંખડી
સુંવાળી=લીસી
વાસ=સોડમ
સુપડાં=ઝાડકવાને વાંસની
ચીપ કે ઘાસનું
બનાવેલું ઓજાર

સાદડી=ચટાઇ
પડા=ઝુડી
કુટીને=છુંદીને
મૂંજ=સરકટની પાંદડીને
પલાળી કુટેલી તે
ખાટલા=ઢોળીઆ

**સવાલ**—જે ખેતરમાં દાભ ઊગે તે ખેતર શા કારણથી નકામું થઇ જાય છે? દાભના મુળીઆં કેવાં હોય? પાંદડીની કોર કેવી હોય છે? કુમળું દાભ શું કામમાં આવે છે? પાકટ થયા પછી શું કામમાં આવે છે? દાભ શું કામમાં આવે છે? ઝીંઝવો શું કામમાં આવે છે ને કયાં ઊગે છે? એના મુળીઆપર શું થાય છે? એ ગડીને શું કહે છે? મોથ શા શા કામમાં આવે છે? ઝીણી ઝીણી સોય જેવી પાંદડીવાળું જાળ જેવું કયું ઘાસ થાય છે? દરો કાઢી નાખવા છતાં ફરીથી કેમ ઊગી નીકળે છે? સરકટ કયાં થાય? સરકટ જનાવરના ખાધામાં આવે છે કે નહિ? નહિ આવવાનું કારણ શું? સરકટની સળીઓ સુકાયા પછી શા શા કામમાં આવે? એની પાંદડીને કુટીને પલાળે છે તેને શું કહે છે? મૂંજ શા કામમાં આવે છે? કયા કયા ઘાસ ખાટલા ભરવાના કામમાં આવે છે?

**પાઠ ૪૭.**

વાવવા=રોપવા
સાંઠા=જુવાર વગેરેનો
લાંબો દાંડો
પરાળ=ભાતનું ઘાસ
ગાંઠ=ગડી
સબંગ=આખી

પેર=પેરીઉં
ગુચ્છો=ગુચળું; જથો
નનજર કરો=ધ્યાનઆપો
બી=બીઆં
ખાતર=ઘાસ, છાણુ
વગેરે કોહી ગએલો

કચરો
પૂરીને=નાખીને
ભીલ=વગડામાં રહેનાર
જાત
નાગલી=બાવટો
સામો=એક જાતના
ઘાસનું બી

ચેક=ચીલા કે ડુંગળાનાં મૂળની ગડી
ઢેબરા=મીઠું મરચુ નાખી જુવાર બાજરીના કરેલાં રોટલા
ખસલી=એક જાતનું ઘાસ
કડબ=જુવારનો સુકો સાંઠો
રાતડીઓ=રાતી જુવાર
બીડ=ઘાસ ઉગવાની જમીન; ચરો

**સવાલ**—બાજરી, જુવાર અને ડાંગરના છોડનો ઘાસની સાથે મુકાબલો કરો. આપણે અનાજ ખાઇએ છીએ તે શું છે? ઘાસનું બી નાનું અને અનાજનું મોટું હોવાનું કારણ શું? મહીકાંઠો કયાં આવ્યો? મહીકાંઠાના ભીલ લોક કયું કયું અનાજ ખાય છે?

**પાઠ ૪૮.**

સખત=સહુ
એક સામટું=સાથે લાગુ
ભાણુ=સુરજ
દાણો=જુવાર, અડદ વગેરે
કોઢ=ઢોર બાંધવાની જગા
નીરૂં છું=નાખું છું
છાશ=દહીંમાં પાણી નાખી વલોવી બનાવે છે તે
કૌવત=જોર
ચવડું=હળના નીચેના ભાગમાંનુ કોશની સાથેનું અણીવાળું લાકડું
આળસુ=સુસ્ત
સડ=હળમાંની વચમાંનો લાંબો સોટો; અહાલ
ચાસ=ખેતરમાં હળે કરી પાડેલા આડા ઉભા લિસોટા
હળપુણી=હળમાં લોઢાની કોશ હોય તે
ધુસરી=બળદની ખાંધે રહે છે તે લાકડું
છેડો=હળને છેડે પકડવાને ખીલી જેવું હોય છે તે; હલેડી
તાત=બાપ
નીપજાવે=પકવે
અન્ન=અનાજ
ધરે=પહેરે
સહે=ખમે; વેઠે
લહૈ=જબરો
ઉત્તમ=સૌથી સારી
પર=પારકો
ઉપકારી=આભારી
દીએ=આપે
શીખ=શિખામણ
ખંત=કાળજી

જગતનો તાત ગણાય એટલે જેવી રીતે બાપ છોકરાનું પોષણ કરે છે તેવીજ રીતે ખેડુત ધાન્ય ઉપજાવી આખા જગતનું પોષણ કરે છે. ખેતીને ઉત્તમ કહેવાનું કારણ એ કે એ ધંધો સ્વતંત્ર

છે, ને અનાજ જેવી જીવવાને ઘણી કામની વસ્તુને નીપજે છે.

**હળની હકીકત**—હળના મુખ્ય બે ભાગ છે. હળના પાછલા ભાગને તુંગું અને આગલા ભાગને સેડ કહે છે. સેડની લંબાઇ ૧૦ ફુટ અને તુંગાની લંબાઈ ૪ ફુટ હોય છે. તુંગું વચમાંથી જાડું, નીચેથી અણીદાર, અને ઉપરથી પાતળું હોય છે, જાડા ભાગમાં સેડનો છેડો ઘાલે છે. તુંગામાં હળપુણી, ચવડું અને કસવાળો હોય છે. હળપુણી લોઢાની હોય છે, ને તે નીચેને છેડે ચવડાની ઉપર રહે છે. ચવડું ઘણુ અણીદાર ને ત્રણ પાસાવાળું હોય છે. સેડને બીજે છેડે ખીલો હોય છે, તેને સગન (સંબંધીઓ) કહે છે, તેને ધુસરૂં બાંધે છે. ધુસરૂં બળદની ખાંધ પર મૂકે છે, ધુસરૂં બળદની ખાંધેથી ખસી ન જાય માટે ધુસરાને બંને છેડે લાકડાની સમોલ હોય છે તે બળદની ડોકે જોતરથી બાંધે છે. હળપુણી જલદી ઘસાઇ કે ભાંગી ન જાય માટે લોઢાની કરે છે. તુંગાના ઉપરના ભાગમાં મુઠીમાં આવે એવો લાકડાનો ગોળ કકડો બેસાડેલો હોય તેને છડો કહે છે. હળ હાંકતી વખત ખેડુત છડા પર ભાર દે છે તેથી હળપુણી ભોંયમાં ઉતરે છે, તેથી જમીન ખોદાઇને પોચી થાય છે ને ચાસ પડે છે,

**સવાલ**—હળનું ડ્રોઇંગ પાડી તેના દરેક ભાગપર નામ લખો. હળના દરેક ભાગનો ઉપયોગ સમજાવો.

### ખેડુત વિષે.

**સમજુતી**-અરે ! ખેતી કરનાર, તું ખરેખર જગતનો બાપ ગણાયો છે કારણ કે તું ખેતી કરે છે, તેથી બધા પ્રાણીને ખોરાક મળે છે આ આખી દુનિયાનું પોષણ કરનાર પણ તુંજ જણાય છે (૧) તું કપાસ, ફળ, ફૂલ, ઘાસ અને અનાજ પકવે છે, તેજ બધા પ્રાણીઓ અનાજ ખાય છે અને માણસો ખુશીથી કપડાં પહેરે છે.(૨)

તું વરસાદ ને તડકો વેઠે છે અને વળી ઘણી મહેનત કરે છે. તેથી તું શરીરે જબરો બને છે, અને હમેશાં સંતોષથી ફરે છે એટલે સંતોષી રહે છે. (૩) ખેતી નક્કી સૌથી સારી છે, વળી તે પારકાના પર ઉપકાર કરનારી છે; તું કાળજીથી ખેતી કરે છે અને જગતને સારી શિખામણુ આપે છે, કે તમે સારી પેઠે મહેનત કરશો તો જબરા, સંતોષી અને પારકાનું ભલુ કરનારા થશો. (૪)

**સાર**—કહેવત છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, નફ્ફટ નોકરી, નિદાન ભીખ એટલું ન આવડે તો દલાલી શીખ."

| | | |
|---|---|---|
| **પાઠ ૪૯.** | ધરૂ=કુમળા છોડ | છોડ=ફોતરાં |
| પાળ=ફોરણુ | ઝીલવો=ખમવો | |
| લીલાંછમ=ઘણાંજ લીલાં | બરડીને=બચડીને | |

**સવાલ**—ડાંગર શી રીતે વાવે છે? ધરૂ એટલે શું ? ડાંગર કયારામાં શા માટે રોપે ? ડાંગરના છોડ પાકે ત્યારે કેવા રંગના થાય છે ? ડાંગર પાકયા પછી શું શું કરે ત્યારે ચોખા થાય ?

| | | |
|---|---|---|
| **પાઠ ૫૦.** | વેંત=બિલ્લસ | ડુક્કર=ભુંડ |
| કોલુ=શેરડીનો રસ કાઢવાનો સંચો | આંખ=કણી | શિઆળવાં=શિઆળ |
| પડછાં=પાંતરાં | પીત=પાણીથી થતું કરસણ શાક વગેરે | સંભાળ=તપાસ |
| રસ=કસ | | પાકટ=પાકી |
| સંબંધ=વિષે; બાબત | તરકારી=શાક | તાવડો=મોટો પેણો |
| પેર=ગંડેરી | માસ=મહીના | છારી=પડ |

**સવાલ**—શેરડી શી રીતે રોપે છે ? શેરડીની આંખ બતાવો. કોલુ એટલે શું ? કોલુ શેનું બનાવે છે ? શેરડીમાંથી રસ શી રીતે કાઢે છે ? રસનો ગોળ શી રીતે બનાવે છે.

## મધમાખી.

**સમજુતી**—હે! મધમાખી તું મહેનતુ છે, અને વળી કારીગરીની નિશાળ છે, (કારીગરીની નિશાળ કહેવાનું કારણ એ કે મધપુડાના ખાનાં જેવી કારીગરી માણસથી પણ બરાબર થઇ શકે નહિ) મનને મોહ પમાડે એવો મધપુડો બનાવે છે, અને તરતજ તેમાં રસ મૂકે છે. (૧) મીઠું મધ ચૂસી લઇને તું મીણ બનાવે છે, તેથી મધ અને મીણથી ઘણાં કામ થાય છે અને તે ઘણોજ ફાયદો કરે છે. (૨) તું નાનું સરખું જીવડું છે, પણ મોટું ઉપયોગી કામ કરતું જણાય છે. વળી તું ડાહી ને ચોકખી દેખાય છે, તેથી તારું જોઇને બધા ડાહ્યા માણસો આળસ છોડી દે છે. (૩) કીડી, કરોળીઆ, અને મંકોડા વગેરે જે મહેનતુ જીવડાં કહેવાય છે, તેમાં પણ તુંજ વખણાય છે. મતલબ કે એ બધાં જીવડાં કરતાં તું વધારે મહેનત કરે છે.

**સાર**—માણસે ઉદ્યોગી અને હુન્નરી થવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૫૨.** | ભાવ=હોંસ | જોર=શક્તિ |
| તકરાર=વઢવાડ; રકઝક | સારા=સાજા | નકામો=ફોકટ |
| વઢવા=લડવા | લોટ=આટો | હિસાબ=ગણતરી |
| ધીમા=શાંત | કણક=રોટલી કરવા માટે બાંધેલો લોટ | ઉપયોગના=જરૂરના |
| ઉજળો=સફેદ | | પૈસાદાર=પૈસાવાળા |

**સવાલ**—મોંહા અને દાંત વગરના માણસને કયો ખોરાક વધારે ઉપયોગી ? તેનું કારણ શું ? ભાત શી રીતે બનાવે છે ? રોટલી શેની બનાવે છે ? ઘઉંની રોટલી શી રીતે બનાવે છે ? ગરીબ માણસો ઘઉં કેમ ખાતાં નથી ?

| | | |
|---|---|---|
| **પાઠ પર.** | ઇચ્છા=મરજી | નિશાળ=ઠેકાણું |
| મધપુડો=મધમાખીએ | નર=પુરુષ | મનોહર=મોહ પમાડનાર |
| બનાવેલો પુડો | છખુણાવાળાં=છખુણાના | રચે=બનાવે |
| લટકતો=ટિંગાતો | આકારના | તત્કાળ=તરત |
| વાઘરી=શિકારી | જન્મ=જિંદગાની | ચૂસી=શોષી |
| કામળો=ઊનનું લુગડું | રક્ષણ=બચાવ | સરે=થાય |
| ધુણી=ધુમાતો દેવતા; | ડંખ=ચટકો | ગુણ=ફાયદો; લાભ |
| સળગતાં છાણાં વગેરે | પેસવા=દાખલ થવા | તમામ=બધું |
| ઘરબાર વગરનાં=રખડતાં | દયા=રહેમ | તજે=છોડી દે |
| પારકો=પરાયો; બીજાનો | **કવિતાના અર્થ.** | ઉદ્યાગી=મહેનતું |
| ચીજ=વસ્તુ | હુન્નર=કસબ; કારીગરી | પંકાય=વખણાતુ |

**સવાલ**—મધપુડો કોણ બનાવે છે અને તે ક્યાં ક્યાં બાંધે છે? મધ ક્યાંથી લાવે છે? મીણ શેમાંથી બનાવે છે? મધપુડામાં કેટલી જાતની માખીઓ હોય છે અને તે કઈ કઈ? રાણીનું કામ શું છે? મધપૂડાનાં ખાનાં કેટલા ખુણાવાળા હોય છે? ખાનાં કેટલી જાતના હોય છે? ઈંડાં ક્યાં ખાનામાં મૂકે છે અને તે કોણ મૂકે છે? મોટા ખાનામાં ક્યાં ઈંડાં મુકવામાં આવે છે? રાણી અને કામ કરનારી માખીમાં શો ફેર હોય છે? કામ કરનારી માખીઓ શું શું કામ કરે છે? નર અને માખીમાં શો ફેર હોય છે? નરને મારી નાખવાનું કારણ શું? મધ અને મીણનો ઉપયોગ કહો. મધમાખી પરથી આપણે શું શિખામણ લેવી?

| | | |
|---|---|---|
| **પાઠ પ૩.** | બતક=પાણીવાળીજગામાં | ચીકટ=ચિકાશ |
| શેખ=મુસલમાનની એક | રહેનારૂં પક્ષી | ભિંજાતું=પલળતું |
| જાત | પીછ=પીછાં | નબળું=કમજોર |

| | | |
|---|---|---|
| જોડાએલાં=સંધાએલાં | જાળવે=સાચવે; સંભાળે | માંજર=કલગી |
| દાઢ=બેવડા દાંત | ઢાંકી=છુપાવી | દીપે છે=શોભે છે |
| અણીદાર=તીણા | બીકણ=બીએ એવો | ખોતરવાની=ખોદવાની |
| ગળી જાય છે=આખું ઉતારી દે છે | ધસીને દોડે છે=હુમલો કરે છે | વહાણું વાય=સવાર થાય |

**સવાલ**—બતક કેવી જગામાં રહે છે? બતકનું શરીર કેમ ભિંજાતું નથી? બતક શું ખાય છે? બતકની ચાંચ કેવી હોય છે? બતકને પાંખ છે ત્યારે કેમ ઊડી શકતી નથી? બતકને કેટલા પગ હોય છે? દરેક પગે કેટલાં આંગળાં હોય અને કયાં હોય છે? આપણે પાણીપર ચાલી શકતા નથી અને બતક શા માટે ચાલી શકે છે? બતક ખોરાકના કકડા કેમ કરી શકતી નથી? મરઘા અને બતકની ચાંચમાં ફેર શું? મરઘા પાણીપર કેમ ચાલી શકતા નથી? મરઘી છે કે મરઘો તે શી રીતે ઓળખી શકાય? મરઘા શા માટે પાળતા હશે? મરઘાં કોણ પાળે છે? મરઘો કયારે કયારે બોલે છે ને શું બોલે છે?

**સાર**—મરઘો બોલે છે તે પરથી સવાર ને બપોર સમજાય છે.

| **પાઠ ૫૪.** | માળો=પક્ષીનું ઘર | રઝળીને=રખડીને |
|---|---|---|
| કાબરી=કાબરચીતરી | ખુણેખાચરે=ખુણામાં | ફાયદો=ગુણ |
| રૂ=કપાસમાંથી કપાસીઆ કાઢી લીધા પછી જે રહે છે તે | દરેક ફેરે=દરેક વખતે | વીણીવીણીને=શોધી શોધીને |
| | ભુરા=આસમાની | |
| | ટપકાં=છાંટ | |
| તણખલાં=તરણાં | લગી=સુધી | ભો=બીક; ડર |

**સવાલ**—ચકલીના શરીરના ભાગ ગણાવો. ચકલીની ચાંચ કેવી હોય છે? ચકલી કેવા રંગની હોય છે? ચકલીને એક એક પગે કેટલાં આંગળાં હોય છે અને તે કેવી રીતે હોય છે? ચકલી [illegible]

રહે છે? આળા શેના બનાવે છે? ચકલી વરસમાં કેટલીવાર ઈંડા મૂકે છે? બચ્ચાંને કયાં સુધી ખવડાવે છે? ચકલી શું શું ખાય છે? ચકલી દરેક ફેરે કેટકેટલાં ઇંડાં મૂકે છે? ઇંડાંનો રંગ કેવો હોય છે? ચકલી ખેડુતને શો ફાયદો કરે છે અને તે કેવી રીતે? ચકલીને કોની કોની બીક હોય છે? ચકલી ને ચકલો ઓળખવાની નિશાની શું?

| | | |
|---|---|---|
| **પાઠ ૫૫.** | ચપટા=બેઠેલા | ભલું ચહનાર |
| દેખાવ=શોભા | ભલું=થુલું | ધણી=માલીક |
| ગરદન=ડોચી | દાણા=અનાજ | પ્રીતિ=હેત; પ્યાર |
| કેશવાળી=ઘોડાની ગરદન પરના વાળ | મજલ=મુસાફરી; અંતર | શરત=હોડ; હારજીત |
| નક્કર=સંગીન | પાણીદાર=જોરવાળી; ઝડપથી દોડનાર | ટટ્ટી=કામડાની વાડ |
| સપાટ=સરખી | અરબી=અરબસ્તાની | કુદાવે=ફલંગ મરાવે |
| લગામ=દોર | નીમકહલાલ=ખાય તેનું ભલું કરનાર; ધણીતું | જીન=ચામડાનું પલાણ |
| તીણા=ધારવાળા | | સવારી કરે છે=મુસાફરી કરે છે. |

**સવાલ**—ઘોડાની ગરદન પરના વાળને શું કહે છે? કેશવાળી કોને કોને હોય છે? ઘોડો સપાટ જમીનપર સપાટાબંધ દોડી શકવાનું કારણ શું? એના કાન કેવા હોય છે? લગામ કયાં ઘાલે છે? કયા દાંત વડે ખોરાક કાપે અને કયા વડે ચાવે છે? ઘોડો શું શું ખાય છે? નાળ શા માટે જડાવે છે? ઘોડાનો રંગ કેવો કેવો હોય છે? ઘોડાની કઈ કઈ જાતો છે? ઘોડામાં કયા ગુણ છે? ઘોડો શા શા ઉપયોગમાં આવે છે? ઘોડો કેટલા વરસ સુધી જીવી શકે છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૫૬** | ખરી=જનાવરના પગના તળીઆનું હાડકું | ઝુમખો=જથો |
| શેઠ=સાહુકાર | | ખોંખારે=હણહણે |
| નાળબંધ=નાળ જડનાર | ફેર=તફાવત | ભૂકવું=ગધેડાનું બોલવું |

અડીઅલ=અડી જાય એવું; જીદ્દી; હઠીલું
ઢોઠ=અકકલ વગરનો
નવાઇ=અચરતી
મહેનતુ=મહેનત કરે એવું
ધીરજવાળું=દુઃખ ખમનાર
કહ્યાગરૂં=કહ્યા પ્રમાણે ચાલનાર
ટટ્ટુ=નાનો ઘોડો
ખચ્ચર=ગધેડીને ઘોડાના સંગમથી પેદા થયેલો તે
વાળ=નિમાળા; બાલ

**સાર--ઘોડા, ખચ્ચર, અને ગધેડાનો મુકાબલો**--ત્રણને બે આંખ, બે કાન, ડોકું, મોં, માથું, પીઠ, પુછડું, અને ચાર પગ હોય છે, ત્રણેનું મોં લાંબું હોય છે, ત્રણેના શરીર પર ટુંકા વાળ છે; પગને તળીએ ગોળ દાબડા છે. ઘોડા અને ખચ્ચરના ડોકપર કેશવાળી હોય છે. ઘોડા કરતાં ખચ્ચરના પુછડાપર મોટા લાંબા વાળ આખે પુછડે હોય છે. ઘોડા કરતાં ખચ્ચર અને ગધેડાના કાન મોટા હોય છે. ગધેડા કરતાં ખચ્ચર મોટું, ને ખચ્ચર કરતાં ઘોડો મોટો હોય છે.

### પાઠ ૫૭

ગોકુળગાય=પરમેશ્વરની ગાય
વાનાં=વસ્તુ
ધડ=ઓચીથી પગસુધીનો બધો ભાગ
ડોકું=ધડની ઉપરનો ભાગ
તાળવું=મોઢાની અંદરનો ઉપલો ભાગ
ભવાં=ભમર; આંખ ઉપરના કમાનદાર વાળ
પોપચું=આંખનું ઢાંકણું
ખાળે છે=અટકાવે છે
છેડો=નાકું
મૂળ=શરૂઆત
ગળું=ઓચીની પછવાડેનો ભાગ
વચલે ગાળે=વચ્ચોવચ્ચ
કેડ=કંમર
ઢીચણું=ઘુંટણું

**સાર**—શરીરના મુખ્ય બે ભાગ ડોકું ને ધડ છે. ડોકામાં માથું (માથા ઉપરનો ભાગ ખોપરી કહેવાય છે. તે પર વાળ ઉગે છે). કપાળ, લમણાં, કાન, આંખ, નાક, મોઢું; મોઢાની અંદર જીભ, દાંત અને તાળવું છે, ગાલ, ગળું, ઓચી, દાઢી, અને હડપચી છે. ધડમાં બે હાથ, ખભા, બગલ, છાતી, પેટ, ડુંટી, પેઢુ, કેડ, વાંસો. બે પગ

...ધ, ઢીંચણ, નળો, પાટલી, તળીઉં, એડી અને ઘુંટી છે.

**પાઠ ૫૮.**

આકાર=ઘાટ
ફીકર=ચિંતા
ધબાકો=અવાજો
જ્ઞાન=સમજ

**સવાલ**—ઇંદ્રિયો કોને કહેવી ? ઇંદ્રિયો કેટલી છે ને તે કઇ કઇ ? આંખ, કાન, નાક, જીભ અને ચામડીનો ઉપયોગ કહો. આંખ વડે પદાર્થના કયા કયા ગુણ જાણી શકાય? જ. રંગ, આકાર અને ચળકાટ. હાથ વડે પદાર્થના કયા કયા ગુણ જાણી શકાય ? જ. ભારે કે હલકું, પોચું કે કઠણ; લીસું કે ખરબચડું; ટાઢું કે ઉનું; અને આકાર. કાન, નાક, અને જીભ વડે પદાર્થ કયા ગુણ જણાય ? જ. નાક વડે વાસ; કાન વડે અવાજ અથવા રણુકો; જીભ વડે સ્વાદ.

**પાઠ ૫૯.**

રંગરેજ=રંગારો
છુટ્ટી=રજા
મૂળ રંગ=લાલ, પીળો અને વાદળી રંગ
ઝાંખા=તેજ વગરના
સેલા=દુપટ્ટા
સાલ્લો=બાયડીને પહેરવાનું સુતરાઉ લુગડું
ગળીનો રંગ=કાળો રંગ
વત્તા=વધારે
ખુલતા=બહાર પડતા

**સવાલ**—રંગરેજ શું કામ કરે છે? મૂળ રંગ ગણાવો. કીરમજી રંગ બનાવવાની રીત કહો. કીરમજી રંગથી કયા કયા લુગડાં રંગાય છે? કેસરીઓ રંગ શી રીતે બનાવવો ? કેસરીઓ રંગ કહેવાનું કારણ શું ? લીલો, નારંગી, તપખીરી અને કત્થાઇ રંગ શી રીતે બનાવવો ? ધોળા રંગમાં થોડો કાળો રંગ મેળવીએ તો કયો રંગ બને ? ઝાંખો ભુરો રંગ શી રીતે બને ? ખુલતો વાદળી રંગ બનાવો. ગુલાબી શું શું મેળવીને બનાવે છે? મૂળ રંગથી બીજા રંગો શી રીતે બનાવે છે ?

**પાઠ ૬૦.**

ઉઘાડો=નાગો; લુગડાં પહેર્યાં વગરનો
કાંતીને=તાર કાઢીને
દોશીવાણીઓ=કાપડીઓ
છીંટ=તરેહવાળું કપડું
જંગલી=સમજણ વગરના
છાલ=છોડું

| | | |
|---|---|---|
| રંગદાર=રંગવાળું | ગરજ સારે છે=કામ કરે છે | જામદાની=ઝીણું બુટ્ટાદાર લુગડું |
| ઢાંકણું=કવર | | બાસ્તો=સુતરાઉ કપડું |
| રૂવાંટી=ઝીણા વાળ | ભીંગડાં=જાડાં પડ | ખાદી=દોટી |

સવાલ—લુગડાં પહેરવાથી શો ફાયદો? ઊન એટલે શું? ઊનનું કયું કાપડ બને? ઘેટાંને ટાઢ કેમ વાતી નથી? ઊન સિવાય બીજાં શેનાં લુગડાં બને છે? રૂ કયાં થાય છે? જંગલી લોકો ઊન અને રૂના લુગડાં પહેરતાં નથી ત્યારે કેવાં કેવાં લુગડાં પહેરે છે? પશુ, પક્ષીને લુગડાં પહેરવાની જરૂર શા માટે પડતી નથી?

---

## ભૂગોળની શરૂઆત.



**દિશા**:—(સ. ૧) દિશા કેટલી છે ? જ. ચાર. (સ. ૨) દિશાના નામ દો. જ. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ. (સ. ૩) દિશા શા ઉપરથી જાણી શકશો ? જ. સુરજ ઉપરથી. (સ. ૪) સુરજપરથી દિશા ઓળખવાની રીત બોલો. જ. જે દિશામાં સુરજ ઉગે તે પૂર્વે; આથમે તે પશ્ચિમ; સુરજ સામું મેં કરી ઉભા રહેવાથી ડાબા હાથ તરફની ઉત્તર, અને જમણા હાથ તરફની દક્ષિણ. (સ. ૫) સુરજ બીલકુલ ન દેખાય તો શા વડે દિશા પારખશો ? જ. ધ્રુવના તારા ઉપરથી. (સ ૬) ધ્રુવના તારા ઉપરથી દિશા જાણવાની રીત બોલો. જ. ધ્રુવનો તારો હંમેશાં ઉત્તર દિશામાં ઊગે છે માટે એ તારા તરફની ઉત્તર, તેની સામેની દક્ષિણ; જમણા હાથપર પૂર્વ ને ડાબા હાથપર પશ્ચિમ. (સ. ૭) જે ધ્રુવના તારાને નહિ ઓળખતા હોય તો તેને માટે બીજું સાધન છે ? જ. હોકાયંત્ર. (સ. ૮) હોકાયંત્રપરથી કઇ દિશા જાણી શકાય ? જ. ઉત્તર દિશા. (એની સોય હંમેશા ઉત્તર દિશાપર રહે છે) (સ. ૯) દિશા જાણવાથી શું ફાયદો ? જ. ફલાણી જગાથી ફલાણી જગો કઇ દિશાએ અથવા અમુક સ્થળથી અમુક સ્થળ કઇ દિશામાં આવે તે માલમ પડે છે. (સ. ૧૦) નકશાની દિશા શી રીતે જાણવી ? જ. નકશા સામું મેં કરી ઉભા રહીએ તો માથા તરફની ઉત્તર, પગ તરફની દક્ષિણ; જમણા હાથ તરફની પૂર્વ અને ડાબા હાથ તરફની પશ્ચિમ. સચના-ચિત્રમાં નકશાની દિશા બતાવી છે.

**ખુણા**—(સ. ૧) ખુણા કેટલા છે ? જ. ચાર. (સ. ૨) ખુણાનાં નામ બોલો જ. અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઇશાન. (સ. ૩) ખુણા પારખવાની રીત બોલો. જ. પૂર્વ ને દક્ષિણ વચ્ચે અગ્નિ; દક્ષિણ ને પશ્ચિમ વચ્ચે નૈઋત્ય; પશ્ચિમ ને ઉત્તર વચ્ચે વાયવ્ય; અને ઉત્તર ને પૂર્વ વચ્ચે ઇશાન.

## રાજકીય ભૂગોળ.

**મહેસુલ ખાતું**--(સ. ૧) મહેસુલી ખાતું શું કામ કરે છે? જ. જમીનની મહેસુલ ઉઘરાવી તેનો હિસાબ રાખે છે. (સ. ૨) ગામની મહેસુલ ઉઘરાવનારને શું કહે છે? જ. તલાટી (સ. ૩) તલાટીને મદદ કરનાર કોણ છે? જ. મુખી. (સ. ૪) તલાટીને મુખીના ઉપરીને શું કહે છે? મામલતદાર. (સ. ૫) મામલતદાર માજીસ્ટ્રેટ ક્યારે કહેવાય? જ, ઇન્સાફનું કામ કરે ત્યારે. (સ. ૬) મામલતદારપર કોણ દેખરેખ રાખે છે? જ. આસિસ્ટંટ કલેકટર કે ડેપ્યુટી કલેકટર. (સ. ૭) આસિસ્ટંટ કલેકટર અને ડેપ્યુટી કલેકટરના ઉપરીને શું કહે છે? કલેકટર. (સ. ૮) કલેકટર શું કામ કરે છે? જ. મહેસુલી, પોલીસ, મ્યુનિસિપાલ, ઇસ્પિતાલ, બાંધકામ વગેરે ખાતાપર દેખરેખ રાખે છે, (સ. ૯) કલેકટર ઇન્સાફનું કામ કરે છે ત્યારે એ કયા અધિકારી કહેવાય? જ. ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ. (સ. ૧૦) કલેકટરને પોલિટિકલ એજંટ ક્યારે કહે છે? જ. જ્યારે દેશી રાજ્યો સંબંધી કામકાજપર દેખરેખ રાખવાનું કામ કરે છે ત્યારે.

**પોલીસ ખાતું**--(સ. ૧) પોલીસ ખાતું શું કામ કરે છે? જ. લોકોના જાનમાલનું રક્ષણ કરે છે. (સ. ૨) ગામડામાં પોલીસ અધિકારી કોણ છે? જ. પોલીસ પટેલ અથવા મુખી. (સ. ૩) તાલુકાના પોલીસના ઉપરીને શું કહે છે? જ. ફોજદાર. (સ. ૪) ફોજદારપર કોણ દેખરેખ રાખે છે? જ. પોલીસ ઇન્સ્પેક્ટર. (સ. ૫) ફોજદાર અને પોલીસ ઇન્સ્પેક્ટરના ઉપરીને શું કહે છે? જ. પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ.

**દિવાની ખાતું**--(સ. ૧) દિવાની ખાતું શું કામ કરે છે?

જ. લેણદેણનો ઇન્સાફ કરે છે ( સ. ૨ ) તાલુકમાં લેણદેણનો ઇન્સાફ કરવાને કઇ કોર્ટ છે ? અને તેના ઉપરીને શું કહે છે ? જ. સેકન્ડ ક્લાસ સબજજ કોર્ટ. એના તેના ઉપરીને સબજજ (મુન્સુફ) સાહેબ કહે છે. ( સ. ૩. ) શહેરમાં સબજજ કોર્ટો કઇ છે ? ઉ. ફર્સ્ટ ક્લાસ અને સેકન્ડ ક્લાસ ( ૪ ) જિલ્લામાં ઇન્સાફ કરનાર મુખ્ય અધિકારી કોણ છે ને, તે શું કામ કરે છે ? જ. ડિસ્ટ્રીકટ જજ. તેઓ લેણદેણ સંબંધી ભારે દાવા અને ખૂન, ચોરી વગેરેનો ઇન્સાફ કરે છે. ( સ. ૫ ) ડિસ્ટ્રીકટ જજના હાથ નીચે એ ખાતાના કયા કયા અધિકારી છે ? જ. સબજજ અને માજીસ્ટ્રેટ.

**વૈદક ખાતું**—( સ. ૧ ) વૈદકખાતું શું કામ કરે છે ? જ. માંદા માણસની માવજત કરે છે, તથા તેમને દવા આપે છે. ( સ. ૨ ) તાલુકામાં વૈદક અધિકારી કોણ હોય છે ? જ. હોસ્પિતાલ આસિસ્ટંટ. ( સ. ૩ ) હોસ્પિતાલ આસિસ્ટંટના હાથ નીચે કોણ હોય છે ? જ. કંપાન્ડર ( દવા આપનાર) ( સ. ૪ ) હોસ્પિતાલ આસિસ્ટંટના ઉપરી કોણ અને તેઓ ક્યાં રહે છે ? જ. સીવીલ સર્જન, તે જિલ્લાના મુખ્ય શહેરમાં રહે છે.

**જાહેર બાંધકામ ખાતું**—(સ. ૧) જાહેર બાંધકામ ખાતું શું શું કામ કરે છે ? જ. સરકારી મકાનો, રસ્તા, પૂલો અને સડકો વગેરે બાંધે છે, તેમજ સમરાવે છે. (સ. ૨) એ ખાતા તરફથી તાલુકામાં કોણ હોય છે ? જ. ઓવરસીઅર. (સ. ૩) ઓવરસીઅરના ઉપરીને શું કહે ? જ. એકિઝકયુટિવ ઇજનેર.

**કેળવણી ખાતું**—(સ. ૧) આસિસ્ટંટ માસ્તરના ઉપરીને શું કહે છે ? જ. મહેતાજી. (સ. ૨) નિશાળોની તપાસ રાખવા માટે જિલ્લામાં કોણ છે ? જ. ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેકટર. (સ. ૩)

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને મદદ કનાર કોણ ? જ. આસિ. ડે. એ. ઇન્સ્પેકટરો અને તાલુકા માસ્તરો.

મ્યુનિસિપલ ખાતું—(સ. ૧) મ્યુનિસિપાલીટી શું શું કામ કરે છે? જ. રસ્તા સાફ રાખવાનું, દીવાબત્તી સળગાવવાનું, સડકો પર પાણી છાંટવાનું, લોકોની સુખાકારી સંભાળવાનું, શરૂઆતની કેળવણી આપવાનું વગેરે. (સ. ૨) મ્યુનિસિપાલીટીનો ખરચ શાથી નભે છે? જ. જકાત, જાજરૂવેરો, ઘરવેરો, નળવેરો, ગાડીવેરો, વગેરેથી. (સ. ૩) મ્યુનિસિપાલીટી કયા ગામમાં હોય અને કયા ગામમાં ન હોય? જ. પાંચ હજાર કરતાં વધારે માણસની વસ્તી હોય ત્યાં મ્યુનિસિપાલીટી હોય અને એથી ઓછી વસ્તી હોય ત્યાં ન હોય. (સ. ૪) મ્યુનિસિપાલીટીનો કારભાર કેવી રીતે ચાલે છે? જ. સરકાર તરફથી નિમાયલા અને પ્રજા તરફથી ચુંટી કઢાયલા સભાસદોથી. (સ. ૫) એ સભાસદો શા નામથી ઓળખાય છે? જ. કૌંસિલર. સ. ૬) મ્યુનિસિપાલીટીમાં સૌથી ઉપરી કોણ અને તેને મદદ કરવાને કોણ કોણ હોય છે? જ. પ્રેસિડન્ટ અને તેને મદદ કરવાને ચીફ ઓફિસર, સેક્રેટરી, ઇન્સ્પેકટરો ને કારકુનો વગેરે હોય છે.

લોકલફંડ ખાતું—(સ. ૧) લોકલફંડ ખાતું શું શું કામ કરે છે? જ. કુવા તળાવ, રસ્તા, વધારે બાંધવાનું તથા સમરાવવાનું અને કેળવણી આપવાનું. (સ. ૨) લોકલફંડ ખાતાનો ખરચ શેમાંથી ચાલે છે? જ. સરકાર જમીન ઉપર જે મહેસુલ લે છે, તે પર દરે રૂપીએ સવા આનો લોકલફંડનો વધારો લે છે. તેમાંથી ચાલે છે. (સ. ૩) લોકલફંડનો વહીવટ કરનાર મંડળને શું કહે છે? જ. લોકલબોર્ડ. (સ. ૪) લોકલફંડનો હિસાબ રાખનાર અધિકારીને શું કહે છે? જ. લોકલફંડ કલાર્ક.

**પોસ્ટ ખાતું**—(સ. ૧) પોસ્ટ ખાતું શું કામ કરે છે? જ—કાગળો, બેગીઓ, પારસલો તથા પૈસા એક ગામથી બીજે ગામ લઇ જવા લાવવાનું તથા પૈસા સાચવી તેનું વ્યાજ આપવાનું કામ કરે છે. (સ. ૨) પોસ્ટ આફિસના ઉપરીને શું કહે છે? જ. પોસ્ટ માસ્તર (સ. ૩) પોસ્ટ માસ્તરને મદદ કરનાર કોણ કોણ હોય છે? કારકુન, સિપાઇ, ટપાલી.

**પરચુરણ**—ઉપર સિવાય તારખાતું, જંગલખાતું, સરવૈખાતું. એગ્રિકલચર ખાતું, આબકારી ખાતું, કસ્ટમ ખાતું, નીમક ખાતું, શીતળા ખાતું, રજીસ્ટર ખાતું વગેરે ઘણાં ખાતાં છે.

**વ્યાખ્યા.**

**શેરી**—સામસામી ઘરોની હાર હોય તે.

**મહોલ્લો**—ઘણી શેરી મળીને થએલો ભાગ.

**પરૂં**—શહેરનો પાછળથી વધેલો ભાગ.

**ગામ**—નાનાં નાનાં ઘણા ઘરની વસ્તી હોય તે.

**કસ્બો**—તાલુકાનું સૌથી મોટું ગામ જેનાં ૫૦૦૦ કરતાં વધારે માણસની વસ્તી હોય તે.

**શહેર**—સારાં મોટાં બજારો, છોબંધ અને હારબંધ ઘણાં ઘરો હોય તે.

**તાલુકો**—ઘણાં ગામો મળીને થએલો ભાગ. જે મામલતદારના તાબામાં હોય છે તે.

**જિલ્લો**—કલેકટરના તાબાનો મૂલક કે જેમાં ઘણા તાલુકા આવેલા હોય છે તે.

**બંદર**—નદી કે દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાંથી ઘણો માલ વહાણ મારફતે આવ જા થતો હોય તે.

**એજન્સી**—દેશી રાજાનો મુલક કે જે પોલિટિકલ એજંટના તાબામાં હોય છે તે.

**પોલિટિકલ એજંટ**—દેશી રાજ્યપર દેખરેખ રાખનારૂં સરકારી અધિકારી.

**તળાવ**—જેની ચારે બાજુ જમીન ને વચ્ચે પાણી હોય.

**બેટ**—જેની ચારે બાજુ પાણી ને વચ્ચે જમીન હોય તે.

**પહાડ**—ઘણા ઉંચા, લાંબા, પહોળા ટેકરા મળી થયેલો ભાગ.

**નદી**—મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી નિચાણ જગાપર થઈ મોટી નદી અથવા દરીઆને મળે છે તે.

**સમુદ્ર**—ખારા પાણીનો ભાગ. આગબોટ વગેરેનો માલ લાવવા લઈ જવાનો ધોરી રસ્તો. નદીને મળવાનું ઠેકાણું.

**મીઠબંદર**—મીઠું પકવવાને મુકરર કરેલી જગ્યા;

**હવાખાવાનું ઠેકાણું**—જ્યાં ચોકખી કે ઠંડી હવા આવતી હોય તે.

**તીર્થસ્થળ**—(જાત્રાંનાં ઠેકાણાં) પવિત્ર જગા કે જ્યાં પુષ્કળ જાત્રાળુ આવતા હોય છે.

**પેદાશ**—ગામમાં કે શહેરમાં કે જિલ્લામાં થતો મુખ્ય પાક.

**નિકાશ**—બીજે દેશ જતી ચીજો.

**આયાત**—પરદેશથી આવતી ચીજો.

**બીજા ધોરણની સૃષ્ટિજ્ઞાનની પ્રશ્નોત્તરમાળા ત્રણ આના.**

**ડ્રીલ માટે આપેલી સૂચના પહેલી ચોપડીના અંતમાં જુઓ.**

**ડમ્બેલ્સની ડ્રિલ.**

દરેક રમત ૧૧ સુધી કરાવવી બાદ ડમ્બેલ્સ પહેલાં મૂકેલા હતા તે પ્રમાણે મુકાવી દેવડાવવા.

**હેતુ**—છાતી તથા હાથના સ્નાયુ ખીલવવાનો.

**રમત ૧૧)** (૧) જમણો હાથ ઉંચો. (૨) જમણા હાથની મુઠ્ઠી મોં તરફ લઇ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૨)** (૧) ડાબો હાથ ઉંચો. (૨) ડાબા હાથની મુઠ્ઠી મોં તરફથી લઇ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૩)** (૧) જમણો હાથ ઉચો. (૨) જમણો હાથ માથા પાછળથી લઇ ફેરવીને ઉચો રાખવો.

**રમત ૧૪)** (૧) ડાબો હાથ ઉંચો. (૨) ડાબો હાથ માથા પાછળથી લઇ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૫)** બેઉ હાથ ઉંચા રાખવા. (૧) જમણા હાથની મુઠ્ઠી મોં તરફથી લઈ ફેરવી જમણો હાથ ઉંચો રાખવો. (૨) ડાબા હાથની મુઠ્ઠી મોં તરફથી લઇ ફેરવીને ડાબો હાથ ઉચો રાખવો.

**રમત ૧૬)** બેઉ હાથ ઉંચા રાખવા. (૧) જમણો હાથ માથા પાછળથી લઈ ફેરવીને ઉંચો રાખવો. (૨) ડાબો હાથ માથા પાછળથી લઇ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૭)** બેઉ હાથ ઉંચા. (૧) જમણો હાથ માથા ઉપરથી મોં તરફથી લઈ ફેરવીને ઉંચો રાખવો. (૨) ડાબો હાથ માથા ઉપરથી મોં તરફથી લઇ ફેરવીને ઉચો રાખવો.

**રમત ૧૮)** (૧) બેઉ હાથ સામા લાંબા મુઠ્ઠીઓ જમીન તરફ. (૨) બેઉ હાથ બગલ આગળ લાવવા કોણીઓ પાછલી તરફ.

**રમત ૧૯)** (૧) બેઉ હાથ સામા લાંબા મુઠ્ઠીઓ જમીન તરફ. (૨) બેઉ હાથ પાછળ લાંબા મુઠ્ઠીઓ આકાશ તરફ.

**રમત ૨૦)** બેઉ પગ વચ્ચે એક ફુટનું અંતર રાખવું. (૧) બેઉ હાથ ઉંચા (૨) બેઉ હાથ પગનાં આંગળાં આગળ.

---

# પાઠવાર જોડાક્ષરો તથા અઘરા શબ્દો.

| | | | | |
|---|---|---|---|---|
| પરમેશ્વરે. | અસાડ. | ખદખદતો. | શિવશંકર. | એંચતાણ. |
| કર્યું. | ધોએલાં. | જક્કી. | અક્કરમાં. | સહીઆરો. |
| વટેમાર્ગુ. | વિખુટા | માંદું. | દોડાદોડ. | કટ્ટા. |
| ભક્તિ. | પિત્તળનાં. | હૂંફમાં. | ઘૂમી રહ્યો. | નિંદા. |
| પૃથ્વી. | મિઠાઈ. | પિવાડતો. | ઉઠાડયો. | કલેશ. |
| ધર્મશાળા. | લક્કડ. | અભાગીઉં. | ભૂલથાપ. | રામચંદ્રજી |
| હોશિયારી. | પુષ્કળ. | ગોંધતો. | દઠ. | દર્પણ. |
| વર્ણન. | સુતરાઉ. | કૂદવું. | છુટ્ટીની. | શ્રીરામ. |
| ભ્રમર. | દ્રાક્ષ. | સમજાવ્યું. | મિત્ર. | કૌશલ્યા. |
| પૂર્વે. | ડાહ્યો. | ઊંઘ્યા. | અર્ધું. | ઊઠયો. |
| ઝગઝગાટ. | નિશાન. | શિખામણ. | સ્વાદે. | ઇચ્છા. |
| ભક્ત. | ઢગલા. | રિસાળ. | કુટુંબના. | ગભરાટમાં. |
| ધ્યાન. | અથડાયું. | મુદ્દલ. | સોહામણી. | ગણકાર્યું. |
| શ્રાવણ. | ભાગ્યશાળી. | રિસાઈ. | નુકસાન. | સર્વે. |
| વસ્ત્ર. | વિદ્યા. | ભાઇભાંડુ. | પુતળાં. | વિચાર્યું. |
| દિવાળી. | પુત્રનાં. | ઢોંગ. | ધાન્યથી. | બ્રાહ્મણ. |
| પોષ. | વંઠી. | યત્ન. | ચટણી. | વિદ્યાર્થી. |
| સુદ. | ચોટામાં. | તૂટલે. | ધોતલીમાં. | મૂર્ખ. |
| પખવાડીઆં. | દિવસ. | હિંમત. | કૂટયું. | ધણિઆણી. |
| તિથિઓ. | ગધેડાનું. | ભીડયો. | ફુટેલું. | છોકરીઓમાં. |
| ચૈત્ર. | મસ્તીમાં. | છટ્ટી. | પસ્તાયો. | ઇશ્વર. |
| વૈશાખ. | તંમર. | અજીતસિંહ. | ઝૂટવી. | જન્મ. |

| | | | | |
|---|---|---|---|---|
| આંગીતૂરી. | અર્ધી. | ધગધગતા. | ઝૂજતો. | પલ્લવ. |
| વિચાર્યું. | વાટમાં. | લગ્ન. | સોભાગચંદ. | વિશેષ. |
| ગાર્ડ. | હરખાએલું. | પિઅરથી. | પહેર્યાં. | ચોટા. |
| સ્ટેશન. | શિખામણ. | ટાંકણું. | બ્રાહ્મણ. | શિખંડ. |
| સંદેશો. | નિહાળ્યું. | આપકર્મી. | દેશાવર. | પશ્ચિમ. |
| સોંપ્યો. | ડર્યો. | બાપકર્મી. | સ્ત્રી. | દક્ષિણ. |
| દુઃખ. | ઝુલતાં. | સોંપ્યું. | અર્થો. | ઉત્તર. |
| ગોઠવણ. | છેપેછેઃકરે. | ઉદેસીંગ. | ઢંકાએલાં. | હંમેશાં. |
| ખડખડાટ. | પૈસેટકે. | ઓચીંતી. | અંગુઠીઆં. | સ્લેટ. |
| સિસોટીનો. | ખૂબસુરત. | ઠેકાવી. | નિશાની. | વિજ્યા. |
| મિનિટ. | રૂપીઆ. | લશ્કર. | કુંકડું. | મુકુંદ. |
| દોરડું. | ભૂંક્યો. | હિંમત. | પુષ્કળ. | ફુટપટી. |
| હીંચકા. | શીંગડાનો. | પ્રાર્થના. | પ્રભુનો. | મધ્યમ. |
| હિંચોળે. | દોડયું. | તઠંગધુમ. | મહિમા. | પગથીઉં. |
| ઢીમણું. | ખડખડાટ. | દુશ્મન. | જગપતિ. | ટેબલો. |
| ઓદ્ધા. | સંકટમાંથી. | દેડકો. | સરજાવ્યાં. | ખુરસી. |
| નીમણુક. | શિઆળ. | કૂદકો. | સિંધુ. | સ્ટેશન. |
| ચીતરામણ. | ભર્યાં. | તડુકતો. | સરિતા. | નિશાન. |
| દીલગીરી. | ગભરાટ. | કૂદતું. | રળિઆમણી. | સુકાવ્યું. |
| ફેકાઢળીઆ. | પ્રાણી. | ચઢાઉ. | સર્પનો. | વર્ગ. |
| ઝૂળમાં. | ચટાપટા. | ભિખારીને. | સ્હોય. | ખૂશ. |
| કાંટે. | ડીલ. | ઉતર્યું. | વનસ્પતિ. | નિચાણમાં. |
| કિનારો. | ભઠ્ઠીમાં. | ભૂલ્યો. | નાળિએરી. | ઇશ્વરલાલ. |

| | | | | |
|---|---|---|---|---|
| આડું. | દુઃખ. | મુળીઆં, | કુકકર. | કુકરેકુક. |
| અધિકારી. | ડુબાવી. | ઝીંઝવો. | શિઆળવાં. | તણુખલાં. |
| ગંધ. | અક્ષરો. | ચરાઉ. | રંધાઈને. | બચ્ચાં. |
| બંદોબસ્ત. | ભઠ્ઠી. | ગડીઓ. | હિસાબે. | જાંગ. |
| મુસલમાન. | વિષે. | સુગંધ. | પેસાદાર. | નક્કર. |
| મામલતદાર. | જન્મ. | અત્તર. | તત્કાળ. | પ્રીતિ. |
| હરિભાઈ. | છિદ્રો. | દાંડી. | વાઘરી. | શરત. |
| માસ્તર. | તાંબુ. | સાદડીઓ. | ઓઢીને. | ટટ્ટીઓ. |
| ટપાલી. | પિત્તળનાં. | ઝુંપડાં. | ધુણી. | ઉપયોગી. |
| ચોએલાં. | ધંધો. | ગુચ્છા. | બગાડયું. | બરદાસ. |
| ડાકતર. | તાંબાકુંડી. | સળંગ. | ઈચ્છા. | ત્રીસ. |
| વનસ્પતિ. | કથરોટ. | અથાણું. | ઈંડાં. | ભૂકે છે. |
| ધગધગતા. | પુષ્કળ. | કૌવતવાળું. | રક્ષણ. | વહીાં. |
| પક્ષીઓ. | સિક્કા | આળસુ. | જંતુનો. | અડીઅલ. |
| ઢોર. | ટંકશાળ. | કોશ. | હુન્નર. | મહેનત. |
| ધોંધાટ. | પૂછ્યું. | ખુસરી. | મંકોડા. | કહ્યાગરૂં. |
| લક્ષ્મણ. | મેળવણીથી. | અન્ન. | ઉદ્યોગ. | ટટ્ટુ. |
| રામચંદ્ર | શિરોપ. | સંતોષ. | ખાબોચીઉં. | ખચ્ચર. |
| મોઢું. | કટાણું. | લટું. | ચીકટ. | ધડ. |
| સર્વે. | ચળકાટ. | ઉત્તમ. | ભિજાતું. | હોઠ. |
| ટિકિટ. | સસ્તું. | ટાંકણું. | હાંડીઓ. | હડપચી. |
| ધાન્ય. | પાંદડીનું. | ઝપાટો. | ભિંજાઈ. | શીંગડાં. |
| નિર્દય. | પાંદડીનું. | વ્યભિચાર. | છેતરવાની. | કાંઈ. |